



# આદર્શ ગામડું

કર યોગે રહો કર્મો, સંગ છોડી, ધનંજય !
સિદ્ધય સિદ્ધયે સમ હોઈ, સમતા તેજ યોગ છે.
(ગી. અ. ૨-૪૮)

લેખક:
સ્વામીશ્રી ૧૦૮ પરમાનંદજી

પ્રકાશક:
ધર્મજ્ઞાન પ્રચાર મંડળ
મુ૦ બાકરોલ, (વાયા આણંદ)

પ્રત ૧૦૦૦] મૂલ્ય છ આના [સંવત ૧૯૮૫



# આદર્શ ગામડું

કર યોગે રહ્યો કર્મો, સંગ છોડી, ધનંજય !
સિદ્ધય સિદ્ધયે સમ હોઈ, સમતા તેજ યોગ છે.
(ગી. અ. ૨-૪૮)


લેખક:
સ્વામીશ્રી [illegible]



પ્રકાશક:
ધર્મજ્ઞાન પ્રચાર મંડળ
મુ૦ બાકરોલ, (વાયા આણંદ)

પ્રત ૧૦૦૦] મૂલ્ય છ આના [સંવત ૧૯૮૫

# પ્રાર્થના

હે કૃષ્ણ હે દયામય, ભારત આઝાદ કર દે:
વેરાન ઘર હમારા, પુન: આબાદ કર દે:
વર્ષા દે કૃપા સાગર, અમ દોષ રાગ ટાળી:
અમ જીવન એક સાંધી, શાન્તિ અમર ભર દે:
જે જૂલ્મ થઇ રહ્યો છે, તે જૂલ્મ દૂર કરવા:
નરસિંહ રૂપ ધરીને, હવે સિંહનાદ કર દે:
છે હિન્દને જરૂરત, વીર બાલ યુવકોની:
અભિમન્યુ, ધ્રુવ હકીકત, પેદા પ્રલ્હાદ કર દે:
વિદ્યાનું નૂર ચમકે, આ દેશમાં દિવા કર:
ગુલામી બંધ કાપી, સ્વતંત્રતાના વર દે:

---

# યુવકોને

યુવકદળ આવો લઇએ અનુપમ લ્હાવો
સાચા જીવનને સાધીએ રે—
જીવન ઉન્નતિ કેરા મીઠા મંત્ર શીખીયે રે,
બની બ્રહ્મચારી ગજાવીએ બ્રહ્માંડ
સાચા જીવનને સાધીએ રે—
ધ્રુવજી પ્રલ્હાદ જેવા ભડવીર બનીએ રે,
સત્યને કાજે થઇએ કુરબાન;
સાચા જીવનને સાધીએ રે—

આણંદ—લીમડી બજાર, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ત્રિભુવનદાસ
કીશીભાઇ પટેલે પ્રકાશકને માટે છાપ્યું. તા. ૧૧-૫-૨૯

# ધર્મજ્ઞાન પ્રચાર મંડળ

આ સંસ્થાની સ્થાપના તા. ૨૪–૧૨–૨૬ ના રોજ થઇ હતી. પરમ પૂજ્ય સ્વામીશ્રી પરમાનંદજીનાં ગીતાજી ઉપર ઘણાં સારાં વ્યાખ્યાનો થતાં હતાં તેથી તે ગીતા ઉપર થએલું બહોળું વિવેચન સમાજમાં ઘણું ઉપયોગી નીવડે અને ત માટે બધાં વ્યાખ્યાનો સમાજમાં વિના મૂલ્યે બહાર પાડવાનો આ સંસ્થાનો મૂળ ઉદ્દેશ હતો. તેને માટે નિયમિત ખર્ચ મળે તે માટે તા. ૧–૧–૨૮ ના રોજ સભાસદની યોજના કરી જે કોઇ ભાઇ દર વરસે રૂા. ૩) અગર તેથી વધુ ગમે તેટલી રકમ મંડળમાં આપે તે મંડળનો સભાસદ ગણાય અને તેને વર્ષ દરમિઆન મંડળ તરફથી જે જે પત્રિકાઓ બહાર પડે તે પોસ્ટ દ્વારા પહોંચાડાય. આ પ્રમાણે અત્યારે કુલ સભાસદ ૫૬ છે. સભાસદ ઉપરાંત શ્રી. દાદાભાઇ વૃજભાઇ પટેલ નમીશ્રા, શ્રી. નારણભાઇ માધવભાઇ પટેલ ગાંગડીયા, શ્રી. વલ્લવભાઇ ભીખાભાઇ પટેલ નાની ભાડોલ એ ભાઇઓએ અનેક વખત નાણાંની મુશ્કેલીઓ દૂર કરી છે. તેમજ વારંવાર પત્રિકાઓનું છપાઇ વિગેરેનું કામ કાળજીથી સારી રીતે અને સસ્તુ કરી આપવા બદલ આણંદના પા. ત્રિભોવનદાસ કીશીભાઇ પટેલ વિગેરેનો આ સ્થળે મંડળ તરફથી આભાર માનું છું. આજ સુધીમાં મંડળ તરફથી આઠ પત્રિકાઓ (૧) જીવન સંદેશ. (૨) કર્મ–સમીક્ષા. (૩) ગૃહસ્થ જીવન. (૪) જીવન ડાયરી. (૫) હોળી બોધ. (૬) ગુરૂ આદેશ. (૭) ભક્તિયોગ અને (૮) ભજનાવલી. બહાર પડી છે. હવે ભક્તિયોગના બે ભાગ તૈયાર છે. તથા બીજી પત્રિકાઓ પણ

તૈયાર થાય છે. તે બધી પત્રિકાઓ જેમ જેમ મદદ મળતી જશે તેમ તેમ બહાર પાડીશું. આદર્શ–ગામડું વિના મૂલ્યે બહાર પાડવાનો મૂળ હેતુ હતો પણ તેને માટે હાલ મંડળ પાસે બીલકુલ નાણાંનો સવડ નહિ હોવાથી તેની આ વખતે કિંમત રાખવી પડી છે. અને અમારા નિયમનો ભંગ થાય છે. તો તેને દરગુજર કરી આ પુસ્તક સમાજમાં જલદી વેચાઈ જશે એવી આશા છે.

અંતમાં જણાવવાનું કે આ સંસ્થાનો ઉદ્દેશ કોઇ પણ મત સંપ્રદાયનો પ્રચાર કરવાને બદલે સામાજીક કલ્યાણ શી રીતે થાય ? તે લક્ષમાં રાખી તેવા ધર્મનીતિ જ્ઞાનનો પ્રસાર કરવાનો છે. કારણ કે મત સંપ્રદાયના ઝગડાઓથી હિંદુ જનસમાજની એકતાનો નાશ થઇ અધોગતિ થાય છે. તેથી તેવા ઝગડાઓને બાજુ ઉપર રાખી જનસમાજનું ચારિત્ર શુદ્ધ બને તેવા પ્રયત્નો થવાની ખાસ જરૂર છે. અને તે હેતુ પાર પાડવા આ સંસ્થા યથાશક્તિ પ્રયત્ન કરવા ઇચ્છા રાખે છે. તો આશા છે કે સુજ્ઞજનો આ સંસ્થાને યથાશક્તિ સહાય કરી પોતાની ફરજ અદા કરી આભારી કરશે. સુજ્ઞેષુ કિં બહુના.

બાકરોલ
વાયા આણંદ
તા. ૪–૫–૨૯

સોમાભાઇ આશાભાઇ પટેલ
મંત્રી, ધર્મજ્ઞાન પ્રચાર મંડળ.

પુસ્તક મળવાનું સ્થળ:—

(૧) ધર્મસેવા મંડળ સાંઢાસાલ, (વાયા સમલાયા)

(૨) ધર્મજ્ઞાન પ્રચાર મંડળ બાકરોલ (વાયા આણંદ)

हरि ॐ

# ભૂમિકા

સમગ્ર માનવ જાતિનો ઇતિહાસ તપાસતાં બે મહાન શક્તિ–પ્રવૃત્તિઓ એક પછી એક સત્તા જમાવતી વહન કરતી દેખાય છે. એ બે મહાન પ્રવૃત્તિઓમાંની પ્રથમ જડવાદ અને બીજી અધ્યાત્મ–ધાર્મિકવાદ. જડવાદનું ધ્યેય બાહ્ય સૃષ્ટિ તત્વોનું પૃથક્કરણ કરી તેના ગુણ કર્મમાં આસક્ત થઈ જીવન જડ વિષયોમાં વેચી દેવાનું છે જ્યારે ધાર્મિકવાદનું ધ્યેય સાચુ મનુષ્યત્વ પ્રાપ્ત કરાવી જગતને સાચી એકતા–પ્રેમમાં રસાબોળ બનાવી સ્વર્ગવાટિકા સમા દેશને દીપાવી અખંડ સુખ શાન્તિના સ્વરાજ્ય પદમાં સ્થિર કરવાનું છે. અધ્યાત્મવાદના વહન થતા પ્રવાહને પાછો હઠાવી જડવાદ જ્યારે પોતાનું રાજ્ય સ્થાપે છે ત્યારે વ્યષ્ટિ સમષ્ટિ જીવન વિષયોનું ખોખું બની જાય છે. ઘેરેઘેર, ગામે-ગામ, દેશેદેશ દ્વેષ, કલેશ, કુસંપ, બાહ્યાડંબરની ધૂર્તતા, સ્વચ્છંદતા, અધાર્મિકતા વિગેરે આસુરી સંપત્તિના દરેક ગુણો મહાન કોલાહલ કરી મૂકે છે. આજે ભારતવર્ષીય પ્રજા જડવાદના ભયંકર પંજામાં ઝડકાઇ ગુલામી સહી રહી છે. ભારતીય પ્રજા કે એના જેવી જગતમાં એવી બીજી કોઇ પણ પ્રજા નથી કે જેનો આદર્શ, જેનું અસ્તિત્વ અનેક યુગોના થર બાઝી જતાં પણ જગત સામે ટકી રહ્યું છે. હાય! જેનું જીવન યજ્ઞ–ત્યાગ કર્મથી ઉભરાઇ જતું, સાદી ઝુંપડી-ઓમાં જીવન નિર્વાહ નીભાવી લેતું, સ્વતંત્રતાના શિખર

પર જોરશોર દોડતું સાહિત્ય કલા વિગેરે ઉન્નતપ્રદ ભાવનાઓ કેળવતુ તે આજે દુઃખ દારિદ્રયતાથી માંહોમાંહે કજીયા કંકાશ વધારી એકમેકને ઓઇયાં કરવા તલસી રહ્યું છે પાશ્ચિમાત્યવાદે પ્રાચીન ધાર્મિકવાદનો ધ્વંસ કરી મહાન તત્વવાદી પ્રજાને જડમોહમાં તલ્લીન બનાવી ભયંકર દશાએ પહોંચાવી દીધી છે. સદ્‌ભાગ્ય યોગે એ જડવાદીઓની મૃગજાળને પીછાણી ભારતીય પ્રજા પ્રાચીન જીવન તરફ વળવા લાગી છે. ભારતના હિંદુ ધર્મે કદી પણ જડવાદની પ્રગતિ કરી નથી પરંતુ તેનું લક્ષ્ય **कस्मिन्नो भगवो विज्ञातं सर्वमिदं विज्ञातं भवतीति ॥** જે વસ્તુની પ્રાપ્તિથી જગતની સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થાય અને યથાર્થ સ્થાયી સુખનો અનુભવ મળે તેજ જીવનલક્ષ્ય વસ્તુ હોવી જોઇએ. સંપૂર્ણ સ્વતંત્રતા એ હિંદુધર્મનો જીવન લેખ છે અને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવી તેને જ ભારતીય પ્રજાએ મોક્ષ માન્યો છે. પરંતુ એ દિવ્ય પ્રજાના મહાન આદેશો જડવાદીઓના મોહમાં છિન્નવિછિન્ન ગતિને પામ્યા છે. અત્યારે ભારત પ્રજાને એજ ગતિની જરૂર છે કે જે ગતિથી તે સંપૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકે. એ ગતિ કયા મધ્યબિંદુ ઉપર વહન કરે છે? ધર્મ–તત્વજ્ઞાન એ ધાર્મિક વાદના મજબુત પાયા ઉપર સમાજની ઇમારત ચણવામાં આવે તો ઇમારત નિર્ભય રીતે પવનનાં અનેક વાવાઝોડાં સહન કરતાં પણ ટકી શકે.

ભારતની ચારે બાજુએ સ્વરાજ્યની હાકલ વાગી રહી છે, યુવકો જાગ્રત બન્યા છે. સામાજીક રૂઢિબંધનોને હણવા સંમેલનો દ્વારા વિચારો યોજાય છે. પરંતુ એ સર્વની અસર

જોઇએ તે પ્રમાણમાં સમાજનાં નથી ઉતરતી તેનું કારણ ધર્મનો અભાવ છે, આપણા સુધારકો, નેતાઓ, દેશહિત-ચિંતકો મનુષ્યત્વ પ્રાપ્ત કરી સુધારા ક્ષેત્રમાં ઉતરે તો જરૂર ભારત પ્રજા અત્યારે જ સ્વતંત્ર બને. સમાજ સુધારાનું બીડું કોણ ઝડપી શકે છે કે જે મનુષ્યત્વ પ્રાપ્ત કરી સાચા ત્યાગી બન્યા છે તે સ્વામિ વિવેકાનંદજી, રામતીર્થજી, દયાનંદ, ટિળક અને ગાંધી જેવા દિવ્ય ત્યાગીઓએ સમાજ સન્મુખ જે સુધારાઓ રજુ કર્યા છે તે સુધારાઓ કેવી અદ્ભુત સેવા બજાવી રહ્યા છે તે તો જાણીતી વાત છે.

નિષ્કામ હૃદયી અને ત્યાગી જીવનધારીઓ જે નિયમો જે આદેશો પ્રજા જીવન માટે ઘડે છે તે વિજયવંત નીવડી પ્રજા જીવન પણ ઉત્તમ આદર્શ સ્વરૂપમાં બદલાઇ જાય છે. દેશમાં મહાન પ્રગતિ–કાર્ય શકિત જોસભેર સુધારાના બ્યુગલો ફુંકતી વહન કરી રહી છે છતાં તે સઘળા સુધારાઓ આગળ પ્રગતિ કરતાં અટકી પડે છે તેનું કારણ સાચા ત્યાગી સુધારકોની ખોટ છે. પ્રજા જીવનને ઉત્કૃષ્ટ કે નિકૃષ્ટ બનાવવાની પ્રેરક શકિત તે આચાર્યો, નેતાઓ, આગેવાનો સુધારકો છે. પોતાના જીવનને સુધાર્યા સિવાય બીજાઓના જીવનને સુધારવા મથવું એ તો ભયંકર દુષ્ટતા છે. અને એ દુષ્ટતા વર્તમાન યુગમાં પ્રચલિત બની છે. આપણા સુધારાઓમાં ત્યાગ અને પ્રેમ નહિ હોય તો આપણે કયા સુધારા કરી શકવાના હતા ? અને એ ત્યાગ–પ્રેમ કયારે ખીલે છે કે જ્યારે ઈશ્વરીય ભાવથી સેવા આચરવામાં આવે છે ત્યારે. આદર્શ ગામડામાં એજ ચિત્ર બતાવવામાં આવ્યું છે કે

ત્યાગ અને પ્રેમથી ભાવનાશકિત કેવી રીતે ઉત્કૃષ્ટ વિચારોમાં ફેરવાઇ જાય છે. ભારતવર્ષ ગામડાઓનું બનેલું છે. ગામડાઓમાં નિર્ધનતા સાથે સાત્વિકતા, અજ્ઞાનતા સાથે ક્રૂરતા, અધમતા સાથે ઉણપતા વિગેરે ગુણો અનુકુળ પ્રતિકુળ સંજોગોમાં કાર્ય કર્યા કરે છે અને તેમાં શહેરોના વિષયી મોહમાં ગ્રામ્ય જીવનને વિષમય બનાવી દે છે. ભારતની સ્વતંત્રતા તેના પવિત્ર ગ્રામ્ય બાળકો ઉપર છે. સુધારકો, નેતાઓ, આચાર્યો ગામડાની અજ્ઞાન પ્રજાની જરા ભાળ પણ કાઢે છે ? તેઓ તો શહેરોનેજ સ્વર્ગ માની રહ્યા છે એટલે ગામડાની ગરીબ પ્રજાનો તો કોણ બેલી હોય ! જ્યારે ગામડે ગામડે, ઘેરેઘેર હરિકથા કિર્તનનો પ્રચાર હતો ત્યારે સમાજ જીવનમાં કોઇ પણ સુધારો દાખલ કરતાં અટકવું પડતું ન હતું. તે સમયે તો નિરક્ષર મનુષ્યો પણ ધર્મને સમજી સાચું મનુષ્યત્વ પ્રાપ્ત કરતા હતા, અને સ્વતંત્રતાના સામ્રાજ્યમાં મજા ભોગવતા હતા. જડવાદીઓના રાજ્યમાં જેમ જેમ પ્રાચીન પ્રણાલિકાનો ઉપહાસ થવા લાગ્યો તેમ ગ્રામ્ય જીવન વધારેને વધારે નારકી સ્થિતિ ભોગવવા લાગ્યું. હવે એ દરિદ્રતામાં શબડતાં ગામડાઓને ઉન્નતિના શીખરે લઇ જનારૂં સાધન હરિકથા કિર્તન છે. સંતો, મહંતો, મહાન પુરૂષો, દિવ્યાંશી આત્માઓ, ઐતિહાસિક વીર–વીરાંગનાઓના ચરિત્રો પ્રજા સન્મુખ ધરી તેઓના આદર્શો પ્રમાણે સમાજ જીવન ઘડવું એ વર્તમાન યુગનો હિન્દુ ધર્મ છે. હિંદુ ધર્મ એટલે વિશાળતાની પરાકાષ્ટા, સર્વ ધર્મો–પંથોનું સમન્વય તત્વ. હિંદુધર્મનું એજ અમરત્વ છે કે તે મનુષ્યને ઇશ્વરત્વ

પ્રાપ્ત કરાવી શકે છે. મનુષ્ય ભાવના શકિતનું પુતળું છે. જેવી ભાવના ઘડે છે તેવી ભાવનાવાળો બને છે. આપણી જીવન શકિત એટલી અપરિમિત છે કે તેને જેટલી જે બાજુ વહેવડાવવા માગીએ તે સ્વરૂપમાં વહાવી શકીએ છીએ. આપણો આત્મા અમર, સ્વતંત્ર, સચ્ચિદાનંદ સ્વરૂપ છે. માત્ર તે પોતાની ભાવનાઓથી સર્વ વ્યવહાર આચરી રહ્યો છે. હિંદુ ધર્મની એજ શ્રેષ્ટતા છે–એવો જ ઉપદેશ છે કે પ્રથમ તમો આત્મ વિશ્વાસ પ્રાપ્ત કરી આત્મ સ્વરૂપ બનો. એ આત્મ શકિત કેવી રીતે જાગૃત બને છે, તેની દિવ્ય-જ્યોતિનાં દર્શન કરાવવા ભારત વાસીઓને જાગ્રત કરો. અને પ્રમાદની નિંદ્રામાં ઘોરતો દેશનો આત્મા જાગૃત બની પોતાના સત્ય સ્વરૂપનો પ્રભાવ સંપૂર્ણ સમજી શકશે ત્યારે પૂર્વનું ગૌરવ પુનઃ સ્થાપન થશે ત્યારે જ વીખરાઇ ગયેલી સર્વ પ્રકારની મહાશકિતઓ આપોઆપ પાછી મળશે. સાધુતા અને સાત્વિકતા, પવિત્રતા અને ઉદારતા જે કંઇ સાત્વિક સુખરૂપ સર્વનું કલ્યાણ સાધક છે તે પોતાની મેળે જ સમગ્ર બ્રહ્માંડમાંથી ખેંચાઈ એકઠું થઇને તમારી આત્મ શકિતના કેન્દ્રસ્થાનમાં હાજર થશે. તમારી સઘળી માગણીઓ સંપૂર્ણ સ્વતંત્રા–તમને તમારી મેળે જ આવી મળશે.

એ પ્રબળ આત્મશક્તિની સંપૂર્ણ ખીલવણી શીખવતી જગતને એકતાના તારથી સાંધતી ભગવતિ ગીતા એ જ વિસમી સદીનો યથાર્થ ધર્મ છે. મનુષ્યત્વની સાચી વ્યાખ્યા ગીતા સિવાય વેદોમાં મળવી પણ મુશ્કેલ છે. અને એ જ ગીતા ધર્મમાં ભારતીય પ્રજાનો મોક્ષ છે. અમારો આદેશ

ગીતા ધર્મને સમાજ જીવનમાં મૂકી નિર્ભયતા, પવિત્રતા વિગેરે સાત્વિક ગુણોની ખીલવણી કરી ગ્રામ્ય જીવનને આદર્શરૂપ બનાવવું અને એ ઉદ્દેશથીજ આદર્શ ગામડું તૈયાર થયું છે.

આદર્શ ગામડામાં સંન્યાસી જીવન ઉપર કંઇક અજવાળું પાડવામાં આવ્યું છે. સંન્યાસી—ત્યાગીઓ જ જગતની ઉદ્ધારક શક્તિ છે. અને તેનો જીવન મંત્ર પણ તે જ છે.

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥** ગી. અ. ૬–૧

કર્મફળની ઇચ્છા વિના જે કર્મ કરે છે તે જ સાચો સંન્યાસી—યોગી છે. અગ્નિ રહિત કે ક્રિયા રહિત નહિ. આધુનિક સંન્યાસીઓએ સંન્યાસની એવી વ્યાખ્યા કરી છે કે જગત મિથ્યા માની વિષયોમાં આનંદ કરવો. જાગો! ભારતના દિવ્ય ત્યાગીઓ! ભારત દેવીને અત્યારે તમારી દિવ્યશક્તિની આવશ્યક્તા છે. તીર્થે તીર્થ ગામે ગામ નાહકનું વિચરવું છોડી દેશ હિતના કાર્યમાં આગળ પડો, એક એક ભગવાધારી જો એક એક ગામડું લઇને બેસી જાય તો થોડા જ સમયમાં ભાવનાશક્તિનું પરિવર્તન થઇ પાંચ હજાર માઇલથી ખ્રિસ્તિઓ આવી ખ્રિસ્તિ ધર્મનો પૂર જોસ પ્રચાર કરે છે છતાં પણ આપણા હિન્દુ ધર્મના આશરા નીચે જીવન ગુજારતા આચાર્યો, સંન્યાસીઓ તો જાણે કયાંઇ ' બનતું જ નથી એમ માની વિશેષ વૈભવ ભોગવતા બની ગયા છે. લાખો અને કરોડો રૂપીયાના ખર્ચે પણ ખ્રિસ્તિઓ મીશનો સ્થાપી પોતાના ધર્મનો પ્રચાર સેવા અને ત્યાગભાવથી આદરી રહ્યા છે જ્યારે હિંદુ ધર્મ-

ના આચાર્યો, ગુરૂઓ, મઠધારીઓ, સંન્યાસીઓ પાસે કરોડો-ની મીલકત હોવા છતાં પણ એવું એક પણ મીશન ખોલી નથી શકયા કે જેનાથી હિંદુ ધર્મની કીર્તિ ઉજ્વળ બને.

આ મંડળનો આદેશ ગ્રામ્ય સંગઠ્ઠન કરી ધર્મજ્ઞાનપ્રચાર મીશનરી દ્વારા હિંદુ ધર્મનો વિશાળ સ્વરૂપમાં પ્રચાર કરવો. લગભગ બેએક વરસથી આ મંડળ ધાર્મિક પ્રવૃત્તિ આરંભી રહ્યું છે. હિન્દુ ધર્મને વિશાળ સ્વરૂપમાં ઉપદેશતી આઠેક પત્રિકાઓ દરેકની એક એક હજારની નકલ સમાજમાં વિના મૂલ્યે વ્હેંચવામાં આવી છે. ભાવના શકિતનું પરિવર્તન સાહિત્યમાં છે. આ જડવાદી જમાનામાં ધાર્મિક સાહિત્ય કરતાં નિકૃષ્ટ વિચારોનું સાહિત્ય ખીલી રહ્યું છે અને તેથી સમાજ જીવન પણ નિકૃષ્ટ વિચારોવાળું બન્યું છે. ધર્મની વ્યાખ્યા આચાર્યો ગુરૂઓ, બ્રાહ્મણો અને પંથાધારીઓએ જેવી ભિન્ન ભિન્ન સમજાવી દીધી છે કે જેનાથી પ્રજાકીય શક્તિ હણાઇ જાય. હવે તો ભારતીય પ્રજા ગુલામીથી ધ્રુજી ઉઠી છે. મુક્ત થવા તનતોડ પ્રયત્ન આદરી રહી છે. એ ગુલામી પછી રાજા, પ્રજા, આચાર્ય ગમે તેની હો! પરન્તુ ભારત પ્રજા એટલું તો સમજી છે કે મર્યાદિતમાંથી અમર્યાદિત અવસ્થામાં જવું એ જ જીવન સાફલ્યતા, સાચી સ્વતંત્રતા, ગ્રામ્ય સેવાનું વ્રત આ મંડળે ધારણ કર્યું છે. ગામડાની અજ્ઞાન ગરીબ પ્રજાને હરિકથા કિર્તન, સંવાદો તથા ધાર્મિક સાહિત્ય દ્વારા જાગૃત કરવા આ મંડળ બને તે સેવા બજાવી રહ્યું છે. વિના મૂલ્યે ધાર્મીક સાહિત્ય વહેંચવું એ આ મંડળનું વ્રત હતું પરંતુ આદર્શ ગામડા-

માં એ વ્રતનો ભંગ થયો છે. કારણ સમાજને હજી ધાર્મીક સાહિત્ય પર રૂચી ઉત્પન્ન થઇ નથી અને એટલે સમાજની મદદ તો હોય જ શાની? આ સમાજ ધીમે ધીમે પણ પોતાની પ્રગતિ લંબાવી રહ્યું છે તેનું કારણ પરમ કૃપાળુ પરમાત્માની કૃપાને આભારી છે.

સેવા ધર્મ યોગીઓને પણ ગહન છે. એ ધર્મની મહત્તા તો શાસ્ત્રો ગાતાં ગાતાં શ્રમિત થયાં છે. એ ધર્મને તો કોઇ વીરલા જ સમજી શકે છે. પ્રથમ સેવા ધર્મ જાણો પછી સેવા બજાવતાં શીખો! એ તત્વને ઓળખી આ મંડળ પ્રવૃત્તિ દોરી રહ્યું છે. આ મંડળનું ધ્યેય—ધર્મ જાગૃતિ કરી આદર્શમય હિન્દુ સંસારને બનાવી ઉત્તમ મહાપુરૂષો ઉત્પન્ન કરવા. ધર્મ જ્ઞાન પ્રચાર આશ્રમ સ્થાપી ઉત્તમ વિચારક ત્યાગી સન્યાસીઓ દ્વારા સમાજમાં ધાર્મિક શક્તિ જેવી કે શારીરિક, માનસિક ખીલવવી. ગુજરાતને ગામડે ગામડે સન્યાસીઓ ધર્મધ્વજા ફરકાવતા, પાખંડી પંથો, ધર્મનાં ધતીંગોને નાબુદ કરતા વિશાળ હિન્દુ ધર્મની એકતાનો બોધ દેતા વિચરી સમાજ જીવનને સ્વતંત્ર બનાવે એવી ધાર્મિક મીશનરીઓની વર્તમાન યુગને સાચી જરૂર છે. અને સમાજ જ્યાં સુધી આ દિશાએ વળશે નહિ ત્યાં સુધી સાચા સુધારાઓનાં સ્વપ્નો જ અનુભવ્યા કરવાનાં. કૃષ્ણને કરવું હોય તે કરે તેમાં માનવીની ધમાલ શી? हरि ॐ तत्सत् આનંદ! આનંદ!!

સ્વામી પરમાનંદ
સ્વામી સરસ્વત્યાનંદ

---

२४७१५

ॐ तत् सत्

# આદર્શ ગામડું

## ( ત્રીઅંકી નાટક )

**यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।**
**कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥**

હે અર્જુન! જે મનુષ્ય ઇન્દ્રિયોનું મન વડે સંયમન કરીને તથા ફળની આસક્તિ વિનાનો બનીને કર્મેન્દ્રિયો દ્વારા કર્મયોગનું આચરણ કરે છે; તે જ શ્રેષ્ઠ પુરૂષ છે.

ગુજરાતના પૂર્વ ભાગમાં આવેલા વીરપુર સ્ટેટમાં માધવબાગ નામનું એક ગામ છે. માધવબાગમાં સર્વ જાતિઓની સામાન્ય વસ્તી છે. ધનવાન કોમ કરતાં ગરીબ કોમોની સંખ્યા વિશેષ છે. માધવબાગના શેઠ સાહુકાર વર્ગે અજ્ઞાની પણ ઉદાર ખેડુતોની મીલ્કત વ્યાજ ચક્રવૃદ્ધિ વ્યાજના પેટામાં પડાવી ખેડુતોને ગુલામી જંજીરથી જડી દીધા છે. અને મુડીવાદીઓએ એક વખત સ્વતંત્રતાની મઝા ભોગવતા માધવબાગના ઉદાર ખેડુતો ઉપર સંપૂર્ણ સામ્રાજ્ય જમાવી દીધું છે.

આજે દિવાળીના તહેવારો છે. માધવ બાગના નગરશેઠ ગરીબ પ્રજા ઉપર દિવાળીના પવિત્ર દિવસોએ પણ કેવો સીતમ પ્રવર્તાવે છે. ત્યાંથી આપણા આ ચિત્રનો પ્રારંભ થાય છે.

# અંક ૧ લો

## પ્રવેશ ૧ લો

સ્થળ:—માધવબાગ ગામ. દામોદર શેઠની બેઠક.

વખત:—સવારના નવ.

( દામોદર શેઠ મખમલના સુન્દર ગાલીચા ઉપર હુક્કો પીતા બેઠા છે. પાસે પીચદાની તથા પાનની ડબી પડી છે. જમણી બાજુ પુસ્તકાલય છે અને ડાબી બાજુએ રાધાકૃષ્ણ, વસ્ત્રહરણ, રાસલીલા વિગેરેના શૃંગારીક ફોટાઓ સાથે બેઠકમાં ઝુંમ્મરો પણ લટકાવેલાં છે. ગાદી ઉપર શેઠ પાસે ચોપડા પડયા છે. તેમાંના એક ચોપડામાંનાં પાનાં ઉઘાડી જરા વિચાર કરી બુમ મારે છે. )

**દામોદર**—અલ્યા ભીમા !

**ભીમો**—(હાજર થઇ) જી બાપુ !

**દામોદર**—જો, લણુણીની મોસમ પૂરી થઇ અને દિવાળી પણ આવી તો પણ ખેડુતો તરફથી હજી એક પણ દાણો આવ્યો નથી મારા બેટા ખેડુતો પણ કંઇ ડાહ્યા થતા લાગે છે કે શું ? જા, એ ખેડુતોને અહિં પકડી લાવ અને તેઓનો માલ તેઓને ઉંચકાવીને લઇ આવ.

**ભીમો**—પણ બાપુ ! દિવાળીના દિવસો છે. અને એ તહેવારના દિવસોમાં ખેડુતોને જરા આનંદ કરવા દઇએ તો દાણા લઇને તરત દોડ્યા આવે અને આપણે ત્રાસ દેવો મટે.

**દામોદર**—આ વળી જોને મોટો દયાનો ભંડાર ! દયા તો ડાકણને ખાય છે. જા, મારો હુકમ બજાવ: એ લોકોને

તે વળી દિવાળી ફ્રિવાળી શી ?

**ભીમો**—ઠીક બાપુ, આપને ગમે તે ખરૂં. (જાય છે)

**દામોદર**—(સ્વગત) જો, આ પ્રમાણે ખેડુતો ઉપર દાબ ના રાખીએ તો ચપટી પણ ના પામીએ. એ મૂર્ખાને કયાં ખબર છે ?

(એવામાં બે ચાર સાધુ આવે છે)

સાધુઓ-(બુમ પાડીને) દામોદર ભગત એ દામોદર ભગત.

**દામોદર**—અલ્યા રામા ! જો, નીચે કોણ બોલે છે ?

**રામો**—બાપુ ! એ તો સાધુડાં છે.

**દામોદર**—એ સાધુડાંએ તો જીવ લીધો. કીડીઓની માફક ઉભરાઇ ગયાં છે. પાંચ જાય છે અને દશ આવે છે. એમને તે કયાં પૂરા પડીએ. જા, સદાવ્રત આપી કાઢી મૂક.

(સાધુઓ દામોદર પાસે આવે છે)

સાધુ—અબે ભગત! તું તો બડા અચ્છા ભગત હૈં. દેખ તેરા નામકા ડંકા કહાં તક બાજ રહા હૈ. હમ જાતેથે દ્વારકા વાંસે તેરા નામ સૂનકે આયે.

**દામોદર**—(ડોકું ધુણાવતો) હા. હા. મહરાજ ! એ ખરૂં પણ........

સાધુ—તો ફિર દેખ પાંચ મૂરતિ હે. સબકું દ્વારકાં જાના હે. દે દે દો દો રૂપીયા. સાધુ આનંદ કરેગા. ગાંજા સુકા ઉડાયગા ઓર તેરા ગુન ગાયગા.

**દામોદર**—હાં મહારાજ પણ ઇધર તો સદાવ્રત મીલતા હે. સદાવ્રત લે કે ચલે જાવ. રૂપીયા બુપીયા તો ના મીલે.

સાધુ—વાહ્ ભગત! તેરા જેસા નામચીન ભગતકે મુખસેં એસી બાત નીકલતી હેં. રામજીને તેરેકુ દીયા હે જબ હમ તેરી પાસ મંગતે હે ઓર દેખ હમ તો તેરી ગૌઆં હે ઉસકું તો કુછ ખીલાના ચાહીએ. દેં દેં દો દો રૂપીયામેં ક્યા હેં. હમ જહાં જાયગે વાં તેરા ગુન ગાયંગે.

દામોદર—અલ્યા રામા! જા, મુનીમને કહે કે આ સાધુડાંને બબ્બે રૂપીયા અને એક એક પાકું સીધું આપે. જાવ બાપજી. પધારો ભટકી ભટકીને શું સાર કાઢો છો.

સાધુઓ—આનંદ રહો રામજી કલ્યાણ કરો. (જાય છે,- રામો નોકર મુનીમ પાસે લઇ જાય છે)

દામોદર—(સાધુઓના ગયા પછી સ્વગત) હશે! દશ રૂપીયા તો ગયા પણ જ્યાં જશે ત્યાં આપણું નામ તો થશે. ખેર છે.

(એવામાં મુખી, મતાદાર, ડોકટર, માસ્તર, મોઘાભાઇ, નરેરભાઇ વિગેરે આવે છે)

દામોદર—પધારીએ ડાકટર સાહેબ! અલ્યા કોઇ છે કે?

(સર્વે નીચે ગાદી તકીયા ઉપર બેસે છે.)

નોકર—જી બાપુ!

દામોદર—જા, સાત કપ ચા લઇ આવ.

(નોકર જાય છે)

(ડાકટર તરફ ફરીને) ડાકટર સાહેબ! પાન બનાઇએ, હું રાહ જોતો જ હતો અને આપ સર્વ પધાર્યા.

(ડાકટર પાનની ડબીમાંથી પાન બનાવે છે)

મતાદાર—દામોદર કાકા! મારે એક સલાહ પૂછવાની છે?

દામોદર—આજ વળી કંઇ કેસ હાથમાં આવ્યો છે કે શું?

મતાદાર—ના, કંઇ કેસ તો આવ્યો નથી પણ અમારા મનોરકાકા તથા મથુરકાકા એક ન્હાના જમીનના ટુકડા માટે આજે દાવા કરવા વીરપુર કચેરીમાં જવાના છે. ગઇ કાલે મારામારી પણ થઈ હતી. હવે મારે એ સંકડામણ આવી છે કે કોના પક્ષમાં સાહેદી પૂરવી?

દામોદર—જુઓ મતાદાર એ બન્નેવ બરાબર છે. કોઇ કોઇને કહેવાપણું નથી. અને વળી ખાતા પીતા છે. એમને તો કચેરીઓ જ પાંસરા કરે, લડવા દોને? આપણે તો તમાસા જોવા અને વચગાળામાં કંઇ ખાવાનું મળે તો ખાઇ પણ લેવું. એવું રાખીએ તોજ આ સંસારમાં રહેવાય સમજ્યા?

ડોકટર—મતાદાર! તમારા એકલાને નહિ પણ આપણ સર્વને કોના પક્ષમાં ઉભા રહેવું એ સવાલ છે. કારણ બન્ને આપણા મિત્રો છે. એટલે આપણે તો બન્નેવને ઉત્સાહ આપવો. ભલેને લઢે આપણને ગમ્મત જોવાની મળશે.

માસ્તર—પણ ભાઇઓભાઇની લડવાડમાં કંઇ નિકાલ થાય તો સારો.

મોઘાભાઇ—શાનો નિકાલ કરે માસ્તર? હ્યો જાવ એ પાંચસેં રૂપીયા આપે છે? અમે તેનો નીકાલ કરીએ.

દામોદર—બરાબર છે મોઘાભાઇ! જુઓને પેલા ચતુરીએ એની કરડાકીમાં આપણને નીકાલના રૂપીયા ના આપ્યા

તો પાછળથી તેને કેવું પસ્તાવું પડયું ? (ડાકટર તરફ ફરીને) જુઓ ડાકટર સાહેબ આપણી પાસે એ લોકો સલાહ લેવાને આવે તો બન્નેવને કહેવું કે ચઢ બેટા બાવળીએ. એમાં આપણું શું જાય છે ? જે થાય છે તે આપણા નસીબનું જ થાય છે.

**મોઘાભાઈ**—દામોદર કાકાનો એક બોલ તો જાણે મોતીનો દાણો.

**દામોદર**—(જરા વિચાર કરી) અલ્યા ચા લાવ્યો કે ?

નોકર—(ચાની કીટલી તથા પ્યાલા લઇ) હાજી લાવ્યો.

(બધા ચા પીએ છે, ડાકટર પાન બનાવે છે એવામાં પોષ્ટમેન આવેછે)

પોષ્ટમેન—(પોષ્ટ બેગમાંથી પત્ર ફેંકતો) શેઠ સાહેબ દામોદર

**દામોદર**—અલ્યા રામા, જો, ટપાલ આવી જા લઈ આવ.

**રામો**—(પત્ર લાવી) લ્યો બાપુ! (ટપાલ શેઠને આપે છે.)

(દામોદર શેઠ પત્રો લઇ)

**દામોદર**—માસ્તર લ્યો આ કાગળો વાંચો જોઇએ, કોના કોના છે ?

માસ્તર—(પત્ર વાંચતાં) શેઠજી. આ તો કપાસીઆના વેપારનો છે. દલાલ લખે છે કે ખરીદીનો વખત છે અને વળી વધાઇ છે. દશ હજારનો કપાસીઆના સટ્ટાનો ચેક પણ સાથે આવ્યો છે.

ડાકટર—માસ્તર શું છે ?

**દામોદર**—મને ખબર હતી તો કે દશેક હજાર મળશે. સટ્ટામાં તો આવે ખરા ને જાયે ખરા, અને તેમાં પાંચ

હજાર તો મોટા મંદિરમાં મહાપ્રસાદ માટે મોકલવાના છે. અમારો નિયમ છે કે સટ્ટામાંથી જે મળે તેમાંથી જે બને તે શ્રીજીને અર્પણ કરવું. એની દયા છે તો મળે છે અને બીજો કોનો કાગળ છે માસ્તર ?

માસ્તર—(પત્ર વાંચતા) મોટા મંદિરવાળા રાસવીહારીલાલ મહારાજ પધારવાના છે. તેઓશ્રીનો આ પત્ર છે.

દામોદર—(હર્ષમાં આવી જતો) ધનભાગ્ય–ધનભાગ્ય માધવબાગનાં. શ્રી મહાપ્રભુ પધારવાના છે. ક્યારે પધારવાના છે માસ્તર ?

માસ્તર—કારતક વદ આઠમને રવિવારે સ્ટેશન ઉપર ગાડાં તથા માણસ મોકલવાનું લખ્યું છે.

દામોદર—વાહ આનંદ થયો. હજી તો વાર છે ને ?

મોઘાભાઇ—હા, હજી ઘણી વાર છે. દામોદર કાકા, આપણે વીરપુર જવાનો વખત થઇ ગયો છે. ચાલો, ગાડીની તૈયારી છે.

મતાદાર—ઉઠો ત્યારે; પૈસા ખાધા એટલે કામ તો કરવું પડશે ને !

દામોદર—તમે બધા તૈયાર થઇ સ્ટેશને ચાલજો. હું આવી પહોંચું છું.

સર્વે—જે શ્રી ગોપાળ, શેઠજી.

દામોદર—જે શ્રી ગોપાળ બા.

(સર્વ જાય છે.)

---

# અંક ૧ લો

## પ્રવેશ ૨ જો

સ્થળઃ—ખેમા ભગતનું આંગણું.

(ખેમા ભગત એ માધવબાગના ખેડુતોનો આગેવાન છે. ગરીબ ખેડુતોનાં સુખદુઃખ સાંભળી તેમને દિલાસો આપી શાન્ત કરે છે અને સર્વ ખેડુતોનો ખેમા ભગત ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. ખેમા ભગતનું ચારિત્ર્ય એક સાચા ભક્તને છાજતું છે. આજે દિવાળીનો તહેવાર છે. ખેમા ભગતને આંગણે ભજન મંડળી એકઠી થઇ છે. આજે નવરાશનો વખત હોવાથી ગામના લોકો ભજન સાંભળવા એકઠા થયા છે. કોઇ હુક્કો પીએ છે તો કોઇ ચલમ પીએ છે. વળી કેટલાક ગુપચુપ વાત કરતા પણ જણાય છે. ખેમા ભગત હાથમાં તંબુરો બજાવતા ભજન લલકારે છે. સર્વ મંડળી સાથમાં ગાય છે.)

**ખેમો—** **ભજન**

જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું,
મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું—
આ રે કાયા રે હંસા, ડોલવાને લાગી રે
પડી ગયા દાંત માંહેલી રેખુ તો રહ્યું—મારો૦
તારે ને મારે હંસા, પ્રીત બંધાણી રે
ઉડી ગયો હંસ તો પાંજર પડી તો રહ્યું.—મારો૦
બાઇ મીરાં કહે છે પ્રભુ, ગિરિધરના ગુણ
પ્રેમનો પ્યાલો તમને પાઇને પીઉં.—મારો૦

ભજન ચાલતાં વચ્ચે હરિ હરિ શબ્દ બોલાય છે.

**મીઠો**—હરિ, હરિ, સત્ય છે સર્વે કોઈ જાણે છે કે જ્યારે ત્યારે એક દિવસ પાંજરામાંથી હંસલો ઉડી જવાનો છે, અને આ રૂપાળુ દેખાતું પાંજરૂ મશાણમાં ખાખ થવાનું છે. પણ ક્યાં મનુષ્ય સમજે છે ? આજે તો જ્યાં જોઇએ ત્યાં પાપ, પાપ અને પાપ. ભગવાન ! હવે તારા વિના આરો નથી !

**બીજા**—ખરૂં છે મીઠાભાઈ, પણ ક્યાં હમજવામાં આવે છે?
(એવામાં દામોદર શેઠ તરફથી ભીમો નોકર આવે છે.)

**ભીમો**—(મજાક કરતો) ખેમા ભગત ? વળી આ શું તૂત મચાવ્યું છે ?

**ખેમો**—આવો ભીમાભાઇ, ભગવાનનું ભજન કરીએ છીએ. આજે દિવાળી છે. દિવાળીના દિવસે ભજનજ કરવાનું હોય ! આજે કોઇને સીમસેઢે જવાનું નથી એટલે ભેળા મળી આનંદ કરીએ છીએ.

**ભીમો**—હા. આનંદ પછી કરજો. લાણુગી તો થઇ ગઇ હશે ! કેમ દાણા પહોંચાડયા નહિ ?

**મીઠો**—ભીમાભાઇ, તમે જાણો જ છો ને ? "કણબી પાછળ કરોડ; કણબી કોઈ પાછળ નહિ." આ સાલ વળી આઠ આની પાકયું અને તેમાં મતાદાર, મોઘાભાઈ, નરેરબાઇ એ સર્વને થોડું થોડું આપવાનું રહ્યું એટલે આ સાલ શેઠને ન આપી શકાયું. દયા કરો તો સારૂં.

**ભીમો**—એવી દયા બયા ન ચાલે, સમજ્યા? પૈસા જોઇએ ત્યારે શેઠ, અને દાણા આપવા પડે ત્યારે દયા કરો એવાં ખોટાં બાનાં ના નભે.

**ખેમો**—શાન્ત પડો! ભીમાભાઇ, તપી ન જાવ. સાથે સાથે અમારી સ્થિતિનો પણ કંઇક વિચાર કરતા થાવ. દરેકના ઘરમાં ખાવા જેટલા દાણા હશે, બોલો ભીમાભાઇ એમાં અમે તમને શું આપીએ? જે કંઇ ખેતરમાં માલ હતો તે તો બીજા માગતાવાળા લઈ ગયા. આ સાલ અમને પણ ખાવાના સાંસા પડવાના છે ને? કોણ જાણે ભગવાને શું ધાર્યું છે?

**ભીમો**—બીજા માગતાવાળા ખરા અને અમે ખોટા. કેમ ખેમા ભગત? આ તો રૂપીયા નહિ હોય કાંકરા હશે! કંઇ પણ તમારાં બાનાં ચાલવાનાં નથી. ઘરમાંથી દાણા ખાલી કરો હું લેવાને જ આવ્યો છું.

ખેડુત—પણ ભીમાભાઈ, આજ દિવાળીના હપરમે દહાડે તો જરા જંપવા દો. આનંદભેર ખાવા દો. કાલે તમારો નિકાલ કરીશું. એક દહાડામાં શું વહી જાય છે?

**ભીમો**—દિવાળીઓ કરવી છે (મજાકમાં) લોકોના પૈસા ડુબાડીને ભગત બનવું છે. ડહાપણ મૂકીદો અને દાણા લઈ સર્વે મારી સાથે તૈયાર થાવ.

**ખેમો**—ભીમાભાઇ! ખાતા જાવ અને ખાહડે મારતા જાવ. અમે કયારે તમારા પૈસા ડુબાવ્યા? વ્યાજનાં વ્યાજ [illegible]

૨૪૭૧૫

છો તે તો જુદું, બે દહાડામાં શું ખાટું મોળું થઈ જવાનું છે. હપરમા દહાડા ગયા પછી અમે શેઠજીની પાસે આવીશું અને જે કંઇ કહેવું હશે તે કહીશું. દયા કરો, અમે તો તમારા દેણદાર.

ભીમો—ખેમા ભગત ! ડહાપણની વાતોનું કામ નથી. અક્કલની જરૂર નથી. સીધે રસ્તે નહિ માનો તો પછી જોવા જેવું થશે. હાં! હું તમને પ્રથમથી જ કહું છું. હવે નહિ ચાલે. દાણા લઇ મારી સાથે આવવું જ પડશે.

ખેડુત—(સ્વગત) આતો જાણે બીજો જમદૂત જ. જમદૂત તો હારા કે કંઇ દયા કરે અને આના પેટમાં તો જરાયે દયા નથી. જો નહિ જઇએ તો વળી આ હપરમે દહાડે લાંબુ થાય. (પ્રાગટ્ય) ચ્યમ ખેમા ભગત ! શું કરીશું ત્યારે ?

ખેમો—શું કરીશું ? આપણામાં સંપ નથી તેથી જ એ આવીને દુઃખ દે છે. બાકી સંપ હોય તો જો જરા ચું કે ચાં કરી જૂએ તો. હશે ! કર્યું છે તે તો ભોગવવુંજ પડશે ને ! (ભીમા તરફ જોઇને) પણ ભીમાભાઇ ! આજ બે દહાડા જંપો તો હારૂ. જમનું તેડું આવે એટલે ગયા સિવાય તો ન ચાલે ! અમે આવીશું તો ખરા, કોઠીઓ ખંખેરી આપીશું પણ અમારાં છોકરાં છૈયાં દાણા વગર શું ખાશે ? તેનો કંઇ વિચાર કરો તો હારૂ.

ભીમો—વિચાર કરીને જ આયો છું. તમારાં છોકરાં ખાય નહિ તો ઝહાન્નમમાં પડે તેની અમારે શી પરવા ? ગરજ હોય ત્યારે તો બાપુ, બાપુ કરતા આવો છો અને

જ્યારે કોઠીમાંથી કાઢવું પડે છે ત્યારે કીડીઓ ચડે છે. નહિ ચાલે ખેમા ભગત તમારૂં ડહાપણ, સ્હમજ્યા. દાણા લઇ મારી સાથે આવવું જ પડશે. ચાલો તૈયાર થાવ.

ખેડુત—(સ્વગત) બાળ એનું મોંઢું !

**ખેમો**—ભાઇઓ ! હશે, દામોદર શેઠનું ભગવાન ભલું કરશે. આજ દિવાળીના હપરમે દહાડે ગરીબોની આંતરડી કકળાવી દૂઆ લેશે. ભલે, આપણને ખાવાનું નહિ મળે, છોકરાં છૈયાં ટાંટીયા ઘસીને મરશે, ગામમાં ઉભા રહેવાની જગા પણ નહિ મળે તો પણ પાટીદાર બચ્ચો કદી પણ વાંકુ નહિ બોલે ? (ભીમા તરફ જોઇને) હા. ભીમાભાઈ, તમારા શેઠના પૈસા અમે અમારા દાણાથી પૂરા કરી આપીશું. કાળજે ઠડક રાખજો. (લોકો તરફ ફરીને) ભાઇઓ ! છોડી દો છોકરાં છૈયાંની લાલચને ! તમારા ઘરની કોઠીઓ ખાલી કરો ! ઢોર ઢાંખર એ ખેડુતનું ધન તે પણ ગયું તો હવે દાણાની પણ લાલચ ન રાખો ! આપણો તો ભગવાન છે ! એ મારો કૃષ્ણ ભગવાન નરસિંહ મહેતાની હુંડી દ્વારકાં શીકારી આયો તો આપણી બ્હારે નહિ આવે ? જ્યારે આપણાં પાપ બળી જશે ત્યારે તે આપણા તરફ જરૂર જોશે. બોલો, બોલો, ભાઇઓ !

"લાજ તમારી જાશે. ભૂધર ભાળજો રે."

(સર્વે બોલે છે)

**ભીમો**—ખેમા ભગત ! વળી પાછું આ નાટક શરૂ કર્યું કે ?

એમો—હા. તમારી નજરે નાટક લાગે છે તો નાટક ! અમે તો ભગવાનનું ભજન કરીએ છીએ. થોડીવાર ઉભા રહો. એક ભજન ભજી લેવા દો. પછી દાણા લઇ તમારી સાથે ચાલીશું. બેસી જાવ, ભાઇઓ ! જરા ભજન બોલો.

( તંબુરો હાથમાં લઇને ગાય છે )

ભજન

મારી નાડ તમારે હાથ, પ્રભુ સંભાળજો રે;
મુજને પોતાનો જાણીને, પ્રભુપદ પાળજો રે. ધ્રુવ

પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું;
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે. ૧

આપ અનાદિ વૈદ્ય છો સાચા, કોઈ ઉપાય વિષે નહિ કાચા;
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે. ૨

વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો;
મહા મુઝારો મારો, નટવર ટાળજો રે. ૩

કેશવ હરિ હવે શું થાશે, ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે ?
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે. ૪

(સર્વે ભજન ગાતા જાય છે)

# અંક ૧ લો

## પ્રવેશ ૩ ત્રીજો

સ્થળઃ—વીરપુર કોલેજ

વખતઃ—સાંજના પાંચ

( એકસુન્દર બગીચાની વચમાં કોલેજનું મકાન છે. આજુબાજુ અવનવીત વૃક્ષોની હાર છે. કોલેજના બાગમાં વીરપુરની મોજીલી પ્રજા સાંજરે આનંદ લુંટવા આવે છે. અત્યારે પાંચ વાગ્યાનો સમય છે. શહેરી લોકો ફરતા, આનંદ કરતા દેખાય છે. કોલેજ છુટવાનો સમય થયો છે. એવામાં ગળે લટકાવેલા પાટીયા સાથે ભગવાધારી ભજન લલકારતા પ્રવેશે છે. )

ભગવાધારી—

ભજન

ઉઠો જાગો રે પ્યારા ! નિંદ ત્યાગો રે
    ગીતાનો રણુનાદ ગાજે ઉઠો જાગો રે.
મોહ ત્યાગો રે પ્યારા! અવિદ્યા ત્યાગો રે
    ઉપનિષદ્ વાજીંત્ર વાજે ઉઠો જાગો રે.
અજ્ઞાનપણાથી કદી ન જાણ્યું, આપે આપ સ્વરૂપ;
જો જાણ્યું તો અનુભવ્યું નહિ, પરમાનંદ અરૂપ.
    પ્યારા ! નિંદ ત્યાગો રે.    ગીતાનો૦
મરતો, બળતો, ઝળતો, કદિના હથિયારે છેદાતો,
નિત્ય અજન્મા શાશ્વત આત્મા નથી કો’થી હણાતો.

પ્યારા ! નિંદ ત્યાગો રે, ઉપનિષદ્ વાજીંત્ર વાજે,
ઉઠો જાગો રે૦

જીર્ણ વસ્ત્ર જ્યમ દૂર કરીને, નવીન અંગને ધારે;
ત્યમ આત્મા જીર્ણ દેહ તજીને, નૂતન દેહને ચાહે.
પ્યારા ! અવિદ્યા ત્યાગો રે, ગીતાનો રણનાદ ગાજે,
ઉઠો જાગો રે૦

અભ્યાસ યોગે જ્ઞાન પ્રાપ્તિથી, ધ્યાન વૃત્તિ લગાવો;
કર્મ ફલનો ત્યાગ કરીને, શાન્તિપદને પામો.
પ્યારા ! મોહ ત્યાગો રે. ગીતાનો રણનાદ ગાજે,
ઉઠો જાગો રે૦

ॐ ॐ ॐ ॐ ॐ

( એક વૃક્ષની છાયા નીચે ભજન સમાપ્ત થયા પછી ભગવાધારી ॐ ધ્વનિ સાથે આસન લગાવે છે. કેટલાક માણસો ભજન સાંભળવા દોડી આવે છે. કોલેજ છુટી છે અને કોલેજના છોકરાઓ ભગવાધારીના ભજનથી આકર્ષાઈ આવે છે.)

મહીધર—ઓહો, વળી આ કોમીક મેન જેવો કોણ છે ? એના ડ્રેસ ઉપરથી તો કોઇ ઓરજ દેખાય છે. વળી આ બોર્ડ શાનું ! ચાલો, ચાલો પેલા કોમીક મેન પાસે જઇએ અને જરા ગમ્મત કરીએ.

રમણ—વાહ ! આ બોર્ડ ઉપર તો કંઇ સંસ્કૃત લખેલું છે ને ? મી. મહીધર વાંચો શું લખ્યું છે એ.

મહીધર—તમે વાંચી સમજાવો ને ! આપણે એ સંસ્કૃતના ખટારામાં નથી પડયા. શામાટે બ્રેનને નકામી તકલીફ

દેવી. તકલીફ સિવાયનું ભણતર એજ સાચું ભણતર એમ સમજીને જ આપણે તો સેકન્ડ લેન્ગ્વેજ ઉર્દુ લીધી છે.

સુન્દર—ત્યારે ગુજરાતી વાંચી શકશો ?

રમણ—સાંભળો હું વાંચું છું. (બોર્ડમાં લખેલું વાંચે છે.)

## જીવન આદેશ

## सा विद्या या विमुक्तये।

**વિદ્યા એનું નામ કે, જે સ્વતંત્રતાને આપતી;**
**જીવનના નિગમ પંથે, બંધનોને કાપતી.**

સુન્દર—(રમણે વાંચી રહ્યા બાદ) રમણ ! જીવનનો આદેશ તો સાચો છે. જે વિદ્યા સ્વતંત્રતાને આપી જીવનના નિગમ પંથે બંધનોને કાપે છે તેજ સાચી વિદ્યા છે. અર્થ ગુહ્ય છે. વિચારમાં નહિ આવે તેવો છે.

કાન્તિલાલ—સુન્દર ! ચાલ સ્હેલ કરવા જઇએ. જવા દે એ અગમ નિગમ પંથને. આવા તો મુર્ખાઓ પાટીયાં લટકાવી ઘણાય ફરે છે તેનું કયાં સાંભળતા ફરીએ ? (રમણ તરફ જોઇને) ચાલ રમણ, સુન્દરને તો માથું ફૂટવાની ટેવ છે. ફૂટયા કરશે.

મહીધર—સુન્દર તો જાણે અજાયબ જ બન્યો છે. શું એ બોર્ડમાં દીઠું છે તે વિચારમાં તલ્લીન બન્યો છે !

રમણ—હા, એ બોર્ડમાં છે જીવનનો આદેશ, જડવસ્તુ પણ કેટલી બોધક છે. જાઓ તમારે ફરવા જવું હોય તો

સુખેથી જાઓ. હું અને સુન્દર તો આ ભગવાધારીના આદેશોને સાંભળીશું. જુઓ, એ ભગવાધારી તમારી જરાયે પરવા કરે છે ? બસ, પોતાની મસ્તીમાં મસ્ત છે.

રતીલાલ—રમણ ! હું તો તને ઠીક એજ્યુકેટેડ માનતો પણ આજે ખબર પડી કે રમણ ઉપર પણ હીપ્નોટીઝમ પ્રયોગ ચાલી શકે છે. તારા જેવા અંધશ્રદ્ધાળુ કોલેજીયનોએ જ આવા મૂર્ખ ભગવાદાસોને ઉત્તેજન આપી દેશમાં બાવન લાખ ભગવાધારીઓની સંખ્યા વધારી છે.

કાન્તિલાલ—સત્ય છે. હાલની વસ્તી ગણુત્રીના આંકડામાં બાવન લાખ સાધુઓની ગણુત્રી છે. એ સર્વ સાધુઓનું કર્તવ્ય ગામે ગામ ફરી સદાવ્રત માગી ખાઇ જયમત્યમ જીવન વ્યતિત કરવાનું છે. અને અંધશ્રદ્ધાળુ સમાજને મંત્ર તંત્રાદિ ક્રિયાઓ સમજાવી અધર્મ અને અનીતિ સમાજમાં ફેલાવી રહ્યા છે. ભલે! તમારે એ ભગવાધારીની અંધશ્રદ્ધામાં બે દિવસ નાચવું હોય તો નાચી લો. અમે તો સ્હેલ કરવા જઇશું. (સર્વ મિત્રોને) ચાલો, જઇશું. સાહેબજી. (સર્વે જાય છે.)

સુન્દર—હા, ભાઇ, જેવી આપની મરજી.

( ભગવાધારી પાસે જઇને ) મહારાજ, આ બોર્ડ લટકાવવાનો શો સબબ છે. તે જરા સમજાવશો ?

(ભગવાધારી આસન ઉપરથી ઉભા થાય છે. છોકરાઓ તથા લોકો એકઠા થાય છે. )

ભગવાધારી—ૐ ! ૐ ! ૐ ! (ૐના નાદથી વ્યાખ્યાન શરૂ કરે છે) સૂણો પ્યારાઓ! તમે જે વિદ્યા સંપાદન કરી રહ્યા છો. જે વિદ્યાની પાછળ હજારો રૂપીયા ખર્ચી રહ્યા છો. અને જે વિદ્યામાં જ જીવન ઉન્નતિ માની બેઠા છો તે વિદ્યા તમને કયી શાન્તિ આપી રહી છે? અથવા તો જીવનના કયા તત્વમાં ઘસડી જાય છે? તેનો કદી એકાન્ત ચિત્તે વિચાર કીધો છે? તમારી વિદ્યાએ કજીયા, ટંટા અને ક્લેશ વધાર્યા છે. બી. એ. એલ એલ. બી., બેરિસ્ટર કે સોલીસીટર બની કચેરીઓમાં વાદી પ્રતિવાદીઓને લડાવી ન્યાયનાં નાટકો ભજવી સમાજ–જીવનમાંથી નીતિનું નિકંદન વાળ્યું છે. સુબા, સરસુબા, મામલતદાર વિગેરે અમલદારો બની અમલ નિશામાં અજ્ઞાન પ્રજા ઉપર સંપૂર્ણપણે અમલદંડો ચલાવી રહ્યા છે, જેમ જેમ ભારત સમાજમાં અપરાવિદ્યાનો પ્રચાર વધતો જાય છે તેમ તેમ ભારતીય જીવન વધારે ને વધારે અધમતાના કીચડમાં ગરકાવ થતું જાય છે. તમારી વિદ્યાએ ભયંકર મીલોને સ્થાપી, કુ કુ અને છું છું ના ભયંકર અવાજો કરતી રેલ્વેઓ અને મોટરોની સંખ્યા બેહદ વધારી. તેથી ભારતીય જીવનમાં કોમળતા અને સુન્દરતાએ ઘેરો ઘાલ્યો. પ્રાચીન હુન્નરોનો નાશ થયો અને વિલાસી કામનાઓથી ભારતીય જીવન પરતંત્રતા–બંધનોથી જકડાઇ ગયું. આ સર્વ અધોગતિનું મૂળ કારણ તમારી અપરાવિદ્યા છે. જાગો! ભારતના ભાવી સંચાલકો! તમારી પોતાની દૃષ્ટિથી વિચારો! ઘણી વિદ્યા ભણ્યા. બુદ્ધિવાદમાં આગળ વધ્યા. હજી પણ એથી આગળ વધવાનું છે. " One step

enough for me મારે એક ડગલું બસ થાય." એક જ પગલું ઓળંગી ગયા કે સાચી સ્વરાજ્ય સિદ્ધિમાં–પરમાનંદમાં મસ્ત બન્યા. આધ્યાત્મિક તત્વને ગ્રહણ કરો. અપરાવિદ્યાને છોડી પરાવિદ્યાની સ્વતંત્રતામાં મજા ભોગવો! મનુષ્યના સર્વ સંકટોને નષ્ટ કરવાનું અને સાચી એકતા સ્થાપન કરવાનું સામર્થ્ય હોય તો તે માત્ર આધ્યાત્મિક વિદ્યામાં જ રહેલું છે. ઉઠો! અરૂણોદય થવાની તૈયારી છે. ડંકો વાગી રહ્યો છે અને દેવો પુષ્પવૃષ્ટિ સાથે શાન્તિમંત્રો પઢતા સંભળાય છે. સાંભળો! અને શુધ્ધ હૃદયથી તે પવિત્ર ધ્વનિને તમારા અંતઃકરણમાં દાખલ કરો! અહો! દેવોના શાન્તિ મંત્રો સાથે ભગવાન કૃષ્ણની બંસીનો નાદ ભળી ગયો. અને સાંભળો! કેવા સૂરીલા સૂર બજાવે છે તે.

છે નામ જાતિ ભેદ વિહિન, તે જ આત્મા તું જ છે;
અસ્તિત્વધારી કોઇ પણ નહિ, આત્મથીયે ભિન્ન છે.
જહાં સર્વ આત્મા એક છે, ત્યાં ભીન્નતા કયાં યે રહે;
અમે એક છે અમે એક છે, એ એકતાનો મંત્ર છે.
એ એકતાના મંત્ર બળથી, તાપો ત્રિવિધ શમાવજે;
**हरि ॐ तत्सत् ॐ तत्सत् ॐ तत्सत् जापजे**

( ॐ ॐ ના ધ્વનિ સાથે ભગવાધારી આસન ઉપર બેસી જાય છે. લોકો ગુપચુપ વાતો કરતા દેખાય છે )

સુન્દર—રમણ! આ શબ્દો અને આ માધુર્યતા તો આપણે કોઇ જગાએ નથી અનુભવી. જીવનનો સાચો આદેશ

શીખાવતી ભગવાધારીની વાણી મનુષ્ય જીવનને પલટો મરાવે છે. રમણુ ! આપણા જીવનને ધન્ય છે ! અપરાવિદ્યાનો મોહ ઓછો થતો જાય છે.

રમણુ—સુન્દર, ફરીથી વાંચ.

વિદ્યા તેનું નામ કે, જે સ્વતંત્રતાને આપતી;
જીવનના નિગમ પંથે, બંધનોને કાપતી.

( એટલામાં કોલેજના માસ્તરો આવે છે. )

માસ્તર—( છોકરાઓને દૂર કરતા ) Go away! Go away from here. What is here ? ગોઅવે, ગોઅવે ફ્રોમ હીયર, વોટ ઇઝ હીયર ? ( ભગવાધારી તરફ જોઇને ) વેલ મી. કોમીક મેન. પ્લીઝ ગો અવે ફ્રોમ અવર કમ્પાઉન્ડ.

( મુજમુંદાર વકીલ વચમાં બોલી ઉઠે છે. )

વકીલ—માસ્તર ? આવા ન લાયક સાધુને કોલેજના કમ્પાઉન્ડમાં કેમ પેસવા દો છો ? આથી તો વિદ્યાર્થીઓ ઉપર ખોટી અસર થઇ વિદ્યાર્થીજીવન સ્વચ્છંદી અને ઉદ્ધત બની જાય છે. (ભગવાધારી તરફ ફરીને) ઠીક, મહારાજ, તમારૂં ભાષણ સાંભળ્યું. એકતાનો ડંકો બજાવ્યો તે સાંભળ્યો. હવે મહેરબાની કરીને રસ્તો માપો તો સારૂં. નહિ તો જો કાંક પોલીસના હાથમાં સપડાયા તો વળી ડંકો બંકો કયાંઇ ભાગી જશે. ડહાપણુ મૂકીને ભીખ માગતા ફરો. તમારૂં તો

સદાવ્રત માગી ખાવાનું કામ. સમજ્યા મહારાજ! પધારો. (ભગવાધારી કંઇ બોલવા જાય છે. માસ્તર અટકાવ કરે છે)

માસ્તર—બસ કરો! તમારા શબ્દોની કિંમત નથી. ચાલ્યા જાવ, એકદમ.

**માધવદાસ**—(વચમાં જવાબ આપતો) શાન્ત થાવ. માસ્તર સાહેબ. એક નિર્દોષ સંન્યાસીનું અપમાન કરતાં અચકાવ. ધન્યભાગ્ય ભારતમાતાનાં કે આવા ભગવાધારી મહાત્માઓ સત્યનો પ્રકાશ આપતા, અધર્મોના અંતરપટોને કાપતા આપણાં જીવન ઉજાળી રહ્યા છે. અને જગતને પોતાના આદેશો પોતાના જીવનથી સમજાવી રહ્યા છે. વકીલ સાહેબ! એ વકીલાતનો વિષય નથી. "એ વાતુ છે ઝીણીયું"

વકીલ—વાહ! તમે પણ વેદાંતી જણાવ છો કે શું? ત્યારે તો લઇ જાવ મહારાજને તમારે ઘેર અને મીષ્ટાન્ન પાણી ઉડાવો.

માસ્તર—મી. મુજમુદાર! એવા મૂર્ખાઓની સાથે શા માટે બોલવું? જવા દો એ વાતને? (ભગવાધારી તરફ જોઇને) ઠીક, મીસ્ટર જાવ છો કે નહિ? નહિ તો પોલીસને બોલાવવી પડશે.

રમણ—સાહેબ, માફ કરો. પોલીસ બદમાસો માટે છે.

માસ્તર—ત્યારે આ કોણ છે?

સુન્દર—એ જગતનો બાદશાહ છે. સાહેબ!

વિદ્યાર્થી—હા,

"દિગંબર સાધુને ચરણે, સિંકદર શાહ નામે છે."

વકીલ—વાહ! આ છોકરાઓ પણ વેદાંતી બની ગયા કે શું? જો જો. આવા ધતીંગમાં ફસાતા, હજી તમારી કાચી બુદ્ધિ છે.

(એવામાં વરઘોડાનાં બેન્ડ સંભળાય છે.)

માસ્તર સાહેબ ચાલો મયારામ સાહેબના વરઘોડામાં.

માસ્તર—હા હા. સમય થયો છે? ચાલો ચાલો.

(વકીલ, માસ્તર વિગેરે જાય છે)

સુન્દર—(ભગવાધારીને પ્રણામ કરી) સ્વામીજી! આ અમારો સુધારો! આઠ વર્ષના બાળકનો આજે વરઘોડો છે અને તેમાં શહેરના સર્વ શેઠ શાહુકારો, અમલદારો સામેલ થવાના છે.

ભગવાધારી—કોના ત્યાંનો છે?

રમણ—અમારા રાજ્યમાં મયારામ નામના ડેપ્યુટી સરસુબા છે. હાલમાં પેન્શન ઉપર છે. તેમના પુત્રનો આજે વરઘોડો છે. વૃદ્ધાવસ્થામાં પુત્ર હોવાથી લગ્ન કરાવે છે.

ભગવાધારી—ભારત! જો, આ તારા વિદ્વાન સાક્ષરો અને અમલદારોનો મોહ!

"કરાવી લગ્ન બચપણમાં, કસાઇ સમ પિતા થાવ."
અરે આ બાળલગ્નોની, છૂરી અટકાવશો ક્યારે?

(વરઘોડો નજીક આવી પહોંચે છે ભગવાધારી ઉપરની લીટીઓ લલકારતા વરઘોડામાં દાખલ થઇ રવાના થાય છે.)

---

# અંક ૧ લો

## પ્રવેશ ૪ થો

સ્થળ:—માધવબાગ ગામની ભાગોળે નિશાળના
મકાન સામેનું દવાખાનું
વખત:—સવારના આઠ

(ડાકટર સાહેબ પ્રથમ વીરપુર સરકારી દવાખાનામાં હતા પણ ત્યાંથી સસ્પેન્ડ થવાથી માધવબાગમાં વસી ખાનગી દવાખાનું ખોલ્યું છે. દવાખાનામાં એક દવાનું કબાટ તથા વચમાં ટેબલ અને તેની આસપાસ બેચાર ખુરશી તથા બાંકડો છે. પેસતાંજ દવાખાનાની સૂચનાઓનું એક બોર્ડ છે. તેમાં લેવાની ફીના ચાર્જ લખેલા છે.

દરરોજની ફી પુરૂષના ૦–૮–૦ સ્ત્રીઓ માટે ૦–૬–૦ બાળકો માટે ૦–૪–૦ ઘેર બોલાવી જાય તેના રૂ. ૫–૦–૦ અને દવાનો ચાર્જ જુદો.

(સવારના આઠનો સમય છે. ડોકટર સાહેબ દવાખાનામાં પેરો ભરી રહ્યા છે. આરામચેર ઉપર જરા આરામ કરી)

ડોકટર—(સ્વગત] આજકાલ પેશન્ટો બરાબર નથી આવતા તેનું શું કારણ? મેલેરીયાની મોસમ પણ લંબાતી દેખાય છે. બસ, મેલેરીયા ચાલ્યો કે આપણાં ખીસ્સાં તરાતર. હવે તાવની પણ થોડી થોડી બુમ સંભળાય છે તો!

(એવામાં એક દર્દી આવે છે)

દર્દી—ડાકટર સાહેબ! જરા ઘેર પધારશો? છોકરાને તાવ અને મુઝારા જેવું લાગે છે.

ડોકટર—ઠીક, આવીશ તો ખરો, પણ ફી ભરવી પડશે. તમે લોકો ખર્ચ ન કરવાનું હોય ત્યાં નાહક ખર્ચ કરી નાખો. અને આવા વખતે પૈસા ખર્ચતાં આનાકાની કરો. કોણ જાણે. ગામડાના લોકોનો એ શો ગુણ છે.

દર્દી—સાહેબ, ફી શું છે.

ડોકટર—પાંચ રૂપીયા ઘેર બોલાવવાના અને એક રૂપીયો દવાનો. જા, તું ગરીબ છે તો આઠ આના ઓછા લઇશ.

દર્દી—પણ, સાહેબ! હું તો ગરીબ માણસ છું. ચાર આનાની મજુરી કરી પેટ ભરૂં છું. હું હાડા પાંચ રૂપીયા ચ્યાંથી લાવું ?

ડોકટર—જા, પૈસા ન હોય તો ચાલ્યો જા અહિંથી! નકામી ગીરદી કરે છે. ગરીબ જાણીને આઠ આના છોડી દીધા હવે શું છે ? તમારે તો મફત દવા જોઇતી હશે!

દર્દી—સાહેબ! પધારો તો હારૂ! એકનો એક છોકરો છે. ત્રણ રૂપીયા આપીશ.

ડોકટર—જા, જા, નકામી મગજમારી ન કર. સાડાપાંચ રૂપીયા લઇને આવ એટલે દવા મળશે.

દર્દી—પણ સાહેબ! મારી પાસે ફકત ત્રણ રૂપીયા જ છે. મહેનત મજુરી કરી આ ત્રણ રૂપીયા બચાવ્યા છે. હવે બીજા ચ્યાંથી લાવું સાહેબ!

ડોકટર—કેમ ક્યાંથી લાવું ? ગામમાં ઘણાય છે. એટલા અઢી રૂપીયાની સાખ નથી ?

દર્દી—સાહેબ! એ તો અઢીના અઢીસો મળે, પણ વ્યાજના ઉકરડાને ચ્યાં પુરા પડાય સાહેબ! એ વ્યાજના ઉકરડા

ભરી ભરીને તો અમારી કાંધો રહી ગઇ છે! દયા કરો તો હારૂં. મજુરી કરીને અઢી રૂપીયા આપી જઇશ.

ડોક્ટર—આ દયાખાનું નથી આ તો દવાખાનું છે સમજ્યો ? મફ્ત દવા લેવી હોય તો જા, સરકારી દવાખાનામાં; પણ ત્યાંય દોઢીયાં છોડવાં પડશે. દોઢીયાં સિવાય તું જાણે કે દવા મળે એ કદી બને જ નહિ ! તમારા લોકોને તો મફતીયું ખાવાની ટેવ પડેલી એટલે મફત હોય ત્યાં દોડ્યા જાવ, અને પૈસા ખર્ચવાના આવ્યા કે તાવ ચઢે.

દર્દી—સાહેબ, પૈસા હોય તો અમે કાલાવાલા ના કરીએ. પણ શું કરીએ ? ભગવાને ભીખારી રાખ્યા.

ડોક્ટર—બસ કર! તારા જેવા બધાય મગજમારી કરનારા પેશન્ટ આવે તો અમારે અમારૂં દવાખાનું બંધ કરવું પડે. જા, એક વખત સમજાવી દીધું કે–પૈસા હશે તો દવા મળશે નહિ તો જા, ગરીબોના દવાખાનામાં.

( એવામાં એક વીસ વર્ષનો યુવક આવે છે )

યુવક—ડોકટર સાહેબ! અમારા મોઘાકાકાના બબલાને તાવ અને મુઝારો થઇ આવ્યો છે! મને મોઘાકાકાએ દવા લેવા મોકલ્યો છે.

ડોકટર—એટલી વારમાં શું થયું ? ગઇ કાલે તો બબલો સાજો હતો ! એ તો હમણાં મટી જશે. ( શીશીઓમાંથી ડોઝમાં દવા રેડતા ) મોઘાભાઇને કહેજો કે દવા ઉત્તમ આપી છે. તરત તાવ ઉતરી જશે. મુઝારો બેસી જશે. લ્યો આ પડીકાં અને આ શીશી દવા કેવી રીતે પાવી તે ઉપર લખેલું છે. વાંચી જોજો, જાવ, જલ્દી કરો.

યુવક—સાહેબજી. (જાય છે)

દર્દી—સાહેબ, હવે મારી ઉપર કંઇ દયા કરશો !

ડોકટર—કેવો જંગલી છે! તને કહી દીધું કે સાડાપાંચ રૂપીયા લાવ.

દર્દી—સાહેબ! મોઘાકાકાના બળલા માટે દવા મફત જાય, અને એક ગરીબના છોકરાની દવાના હાડાપાંચ રૂપીયા લેવાય. આ તો હળાહળ કળજુગ હશે! ડોકટર સાહેબ, અઢી રૂપીયા લઇને આવીશ. (જતાં જતાં) પ્રભુ, પ્રભુ, આ તું કેમ સહન કરે છે! જ્યાં ત્યાં ગરીબને જ દુઃખ છે. (જાય છે)

( એવામાં માસ્તર, મુખી, મોઘાભાઇ, નરેરભાઇ વિગેરે આવે છે )

ડોકટર—આઇએ મુખી સાહેબ! કેમ માસ્તર કંઇ જણાતા નથી? બહુ કામમાં રોકાયા હશો?

(સર્વે ખુરસીઓ પર તથા બાંકડા પર બેસે છે.)

માસ્તર—મોટા મંદિરવાળા રાસવીહારીલાલ મહારાજ પધાર્યા છે તેમની સેવામાં હાજર રહેવું પડે છે એટલે હમણાં નથી અવાતું.

મોઘાભાઈ—ડાકટર સાહેબ! મહારાજ આવ્યા છે તે કંઈ કરવું પડશે ને? આપણે ત્યાં મહારાજની પધરામણી કરાવીએ તો બીજા લોકો શરમના માર્યા પણ પધરામણી કરાવશે. આપણા મોભા પ્રમાણે તો આપણે કંઇ કરવું જોઇએ. પછી તમારી સર્વેની મરજી.

ડાકટર—મોઘાભાઈ! હું તો ધર્મને જ માનતો નથી તો પછી આવા રાસધારીઓને મારે ત્યાં પધરામણી કરાવી રૂા. ૧૦૦ નો ચેક ફાડી દઉં ? આવી જ સલાહ આપજો.

માસ્તર—એક બે દિવસથી મહારાજની સેવામાં રહું છું તે સર્વ પોકળ જાણી ગયો છું. ગુરૂ જાણી નિંદા ન થાય, પણ મોઘાભાઇ ! પથ્થરની જમીનમાં બીજ વાવેલું અવૃથા જાય. જવા દોને એ વાત ?

નરેરભાઇ—પણ ભાઇ ! "દુનીયા ઝુકતી હે, ઝુકાને વાલા ચાહીયે" જો આપણે કશું નહિ કરીએ તો દામોદર શેઠને ખોટું લાગશે, અને ગમે તેવા પણ આપણા તો ગુરૂને. મોઘાભાઇ !

મોઘાભાઇ—એમાં શું થયું ? જાણે એક કેસ નિકાલનો ન્હોતો આવ્યો. ઘણાય પૈસા ઉડાવીએ છીએ, તો આતો વળી કંઇ પુણ્યમાં જશે. થોડું થોડું પણ પુણ્ય કરતા રહીએ તો ઠીક. વળી મહારાજને પણ સારૂં લાગશે.

ડાકટર—પણ ભાઈ, આપણી પાસે પૈસા નથી. આ સાલ કમ ભાગ્યે મેલેરીયાની મોસમ પણ લંબાતી ચાલી. જો સીકનેસની મોસમ હોત તો તો સો રૂપીયા શા હીસાબના ! પણ જાણો જ છો ને ? મોસમ ઠંડી છે.

મુખી—ડાકટર સાહેબનું કહેવું પણ વ્યાજબી છે.

(એવામાં દામોદર શેઠ પ્રવેશે છે)

સર્વે—(ઉભા થઇ) પધારીએ શેઠજી. (ખુરસી બતાવે છે)

દામોદર—(ખુરસી પર બેસતા) મહાપ્રભુજીનાં દર્શન કરવા માટે ગયો હતો ત્યાંથી આ તરફ આવ્યો. ખબર હતી કે

ડાકટર સાહેબને ત્યાં બધા બેઠા છે. પણ નરરેભાઇ! મહારાજશ્રીની પધરામણી માટે કંઈ વિચાર કર્યો ?

નરેરભાઇ—હા. શેઠજી, તે જ વિચાર કરીએ છીએ. ડાકટરને પધરામણી કરાવવાની તો ઇચ્છા છે પણ પૈસાનું બાનું કાઢે છે.

દામોદર—ડાકટર સાહેબ! હું જાણું છું કે હાલ મોસમ ઠંડી છે. પણ એમાં શું ? પધરામણીના પૈસા હું આપીશ. ઘી ઢળ્યું તો ખીચડીમાં. ક્યાં અવરથા જવાનું છે! તમે પ્રથમ પધરામણી કરાવશો તો બીજા લોકો પણ દેખાદેખી કરાવશે. આ તો ગાંડા લોક છે, પણ મોઘાભાઇ! મહાપ્રભુજી પધાર્યા તો આપણી શ્રદ્ધા પ્રમાણે "ફુલ નહિ તો ફુલની પાંખડી" પણ અર્પણ કરવી. સાચું તો એ જ ઉગવાનું છે જે કંઇ મહાપ્રભુજીને ભેટ ધરીશું તે જ ત્યાં પામવાનું છે. બહુયે કમાયા અને બહુયે ખર્ચ્યા.

ડોકટર—હા, શેઠજી. આપની ઉદારતાથી જો મારે ત્યાં મહારાજશ્રીની પધરામણી થતી હોય તો મને કંઇ હરકત નથી. હું તો બનતી સેવા કરીશ.

માસ્તર—ડાકટર સાહેબ! શેઠજીને ત્ગાં ક્યાં ખુટે તેમ છે! લક્ષ્મીજીની પૂરી મહેરબાની છે.

દામોદર—પધરામણીનો સમય ક્યારનો રાખીશું.

ડોકટર—સાંજના ચાર વાગે.

(એવામાં મહારાજ તરફથી કારભારી આવે છે)

કારભારી—જય શ્રી ગોપાળ.

(સર્વે ઉભા થઇ માન આપે છે)

સર્વે—જય શ્રી ગોપાળ, કારભારી! પધારો!

કારભારી—(ખુરસીપર બેઠા પછી) શેઠજી, હવે મહારાજશ્રીની વધારે રોકાણુ થાય તેમ નથી. ઘણા ઘણા સ્થળોએ જવાનું છે. તેમાં વળી કોર્ટોમાં કેસો પણ ઘણા ચાલે છે. એટલે ઘણી અથડામણુ ભોગવવી પડે છે. કેમ હવે શું વિચાર રાખ્યો?

દામોદર—અમે એજ વિચારીએ છીએ. મોઘાભાઇ! ઠરાવ મંજુર કરો કે ગામના દરેક ઘરે મહારાજશ્રીની પધરામણી કરવી અને કદાચ પૈસા ન હોય તો દામોદર શેઠ પાસેથી લેવા. પછીથી જોઇ લેવાશે.

મોઘાભાઇ—પધરામણીમાં તે કેટલા રૂપીયા થવાના છે? બાર મહીને એટલા રૂપીયા ય ધર્માદામાં ન જાય! પણ કારભારી! પધરામણીની શું વ્યવસ્થા છે?

કારભારી—જુઓ, સાંભળો પધરામણીની વ્યવસ્થા.

જેને ઘેર મહારાજ પગલાં પાડે તેના પચીસ રૂપીયા તથા ગાદી ઉપર બેસી આરતી તથા ફુલહાર થાય તેના ૨૬ છવીસ રૂપીઆ કુલ મળી એકાવન રૂપીયા, ચંદનના પાંચ રૂપીયા, આરતીના દશ રૂપીઆ, કંઠી બંધાવવાનો રૂપીયો અને બ્રહ્મ સંબંધના અઢી રૂપીયા, સમજ્યા? જેને કંઠી બંધાવવી તથા બ્રહ્મ સંબંધ લેવો હોય તેનો ટાઇમ આવતી કાલે સવારનો છે. લોકોને ખબર આપજો. જુઓ ભાઇઓ, એવાં ધનભાગ્ય કયાંથી હોય કે ગુરૂ આપણે આંગણે પધારી ઘર પાવન કરે. ગુરૂનાં પગલાંથી તો ઘણાઓનું કલ્યાણ થયેલું છે. આતો કલ્યાણનો રસ્તો છે. દર

વરસે ગુરૂને સો રૂપીયા આપવા એ તો તમારે સહેજ વાત છે. હાથે તે સાથે પુણ્યદાન કરશો તેજ સ્વર્ગમાં મળવાનું છે. બાકી સંસારનાં વૈતરાં ઉઠાવ્યા જ કરો ને ?

દામોદર—(માથુ ધુણાવતા) ખરૂં છે. આખર વખત તો એજ ઉપયોગમાં આવવાનું છે. નરેરભાઇ ! કંઇ જીવનું સાર્થક કરી લો અને સો રૂપીયા તો આપણે માટી બરાબર છે. ઓહો ! એમાં શું ? આ તો સ્હેજ વાત છે.

ડોકટર—(સ્વગત) આ દેખીતો અન્યાય છે. પણ આપણે શું ? મરશે સાલા લોકો. તમાસો જોવાનો તો મળશે ! (પ્રાગટય) તો ઠરાવ પાસ કરો કે, ગામના દરેક ઘરે ઇસમે શ્રી મોટા મંદિરવાળા રાસવીહારીલાલ મહારાજની પધરામણી કરી સો રૂપીયા ભેટ ધરવી.

નરેરભાઈ—મુખી ! બે વાગે ગામ લોકોને અહિં એકઠા કરવા સાદ પડાવો. એટલે તરત નિકાલ.

મુખી—બરાબર છે, નરેરકાકા ! હમણાં રાવણીયાને ખબર આપી દઇશું.

મોઘાભાઇ—કેમ ત્યારે ઉઠીશું ? પાછા બે વાગે વ્હેલા આવવું પડશે.

માસ્તર—(વચમાં) આ ખરો કાયદો. વીસમી સદીમાં તો બસ કાયદાનું જ રાજ્ય ? કાયદો ન હોય તો પ્રજા પાંસરી પણ ન રહે તો ? ઠીક કર્યું. (ડોકટર તરફ જોઇ) ડાકટર સાહેબ, હવે એ કાયદાનો અમલ શરૂ કરો. કેમ આજે બે વાગ્યાનો સમય રાખ્યો ને ?

ડાકટર—હા, શેઠજી! જે જે સામગ્રી જોઇએ તે સર્વે નોકર મારફત પહોંચતી કરજો. અને આપ બે વાગે વ્હેલા પધારજો.

દામોદર—(ઉઠી ઉભા થતા) જેશ્રી ગોપાળ ડાકટર સાહેબ. હવે રજા લઇશું.

ડાકટર—જેશ્રી ગોપાળ. પધારજો.

મુખી—ડાકટર સાહેબ! હમણાં હું રાવણીયાઓને મોકલી આપું છું. તે સર્વ કામ કરી લેશે અને ગામમાં સાદ પણ પડાવું છું કે બે વાગે દવાખાનામાં સર્વે એકઠા થાય.

ડાકટર—વારૂ, મહેરબાની! પધારજો. (સર્વે જાય છે)

(સર્વે ગયા પછી ડાકટર એકલા ખુરસી પર આરામ લે છે.)

ડાકટર—(સ્વગત) આપણે તો આ ધતીંગ ફતીંગને માનતા નથી ધર્મના નામે ગરીબ લોકોને સો સો રૂપીયાનો દંડ એ અન્યાય પસંદ નથી પણ એ લોકોના આધારે બે પૈસા કમાઈ ખાવા એટલી એમની હાજી હા ભણવી પડે છે. સોટો પણ આપણો સારો ચાલે છે, કંઇ નહિ! આપણને શું હરકત છે. કામ કરનાર કામ કરશે. પૈસા આપનાર પૈસા આપશે, અને વચમાં આપણું નામ થશે.

(એવામાં ગાલીચા તકીયા લઇ માણુસો આવે છે.)

ડાકટર—નાખો અહિંઆં અને વ્યવસ્થિત ગોઠવી દો. હમણાં વળી ગામના લોકો આવશે. બરાબર ગોઠવજો, આ દવાવાળા કબાટને હલાવશો નહિ. હું ભોજન પાણી કરીને આવું છું. (ડાકટર જાય છે. રાવણીયાઓ એક પછી એક એમ સર્વ સામાન લાવી ગોઠવતા થાય છે.)

**લાલીયો**—(સામાન ગોઠવતો ગોઠવતો) અલ્યા લાલીયા, તું ખાઇને આવ્યો કે ખાધા વગર.

**લાલીઓ**—શું ખાય? હવારના મા'રાજના કામમાં ભરાયા છીએ ને? તલાટી આવે, ફોજદાર આવે, અમલદાર આવે કે પછી આવા મા'રાજ આવે ત્યારે આપણું તો મોત. મે'નત કરી કરીને મરી જવાનું અને ખાવાનું પણ પુરૂં પામવાનું નહિ શું કરે? નાંનીયો અને નાંનીયાની માને તાવ આવે છે તો પણ નોકરી કરવી પડે છે. અહિંથી છુટયા પછી ચુલો સળગાવીશ તો ખાવા પામીશ.

રાવણીયો—શું કરે ભાઈ! શેઠનો ઉધારો થાય પણ કંઇ પેટનો ઉધારો થાય? પેટ તો વખત થયો એટલે માગે. નોકરી ના કરીએ તો ખાઇએ શું?

(ગાદીતકીયા બીછાના સર્વે ગોઠવી દે છે. મુખી આવે છે.)

મુખી—શું કર્યું અલ્યા? ગદીયા, તકેલા લઇ આયો? ગોઠવી દીધું?

નોકરો—હા, બધુ ગોઠવાઇ ગયું. હવે અમને રજા?

મુખી—જાવ, ખઇ આવો પણ જલદી વ્હેલા આવજો.

(રાવણીયા જાય છે. મુખી આરામ ખુરસી પર બેઠા બેઠા કબાટ પર પડેલા એક અંગ્રેજી માસિકમાંથી ચિત્રો જુએ છે. બે વાગ્યાનો સમય થયો છે એવામાં ખેમા ભગત અને કેટલાક માણુસો આવે છે.)

મુખી—આવો, ખેમા ભગત.

ખેમો—આજે શું કરવા બોલાવ્યા છે?

મુખી—હમણાં તેનું કારણ જણાશે! બધાને આવવા દો, ત્યાં સુધી તમે ચલમ પાણી ભરો. અલ્યા મોહનીયા! જા, ચલમ ભરી લાવ. (બધા બીછાના ઉપર બેઠા છે. મોહન હજામ ચલમ ભરી લાવ્યો છે. સૌ કોઇ ચલમ પીએ છે. એવામાં મોઘાભાઇ, નરેરભાઇ, માસ્તર વિગેરે આવે છે.)

માસ્તર—(નજર કરતાં ડોકટરને નહિ જોવાથી) ડાકટર સાહેબ હજી નથી પધાર્યા કે શું? આરામ લેતા હશે. (પાસેના છોકરાને) જા, અલ્યા છોકરા! ડાકટર તથા દામોદર શેઠને બોલાવી લાવ. (છોકરો બોલાવવા જાય છે. એવામાં ડોકટર આવે છે)

ડોકટર—હજી શેઠ સાહેબની સ્વારી નથી પધારી?

માસ્તર—છોકરાને બોલાવવા મોકલ્યો છે. આવતા હશે.

ખેમાભગત—નરેરભાઇ, અમને શા માટે બોલાવ્યાં છે?

મોઘાભાઇ—સાંભળો, ખેમા ભગત, મોટા મંદિરવાળા મહારાજ પધાર્યા છે. તેમને કંઇ નહિ તો 'ફુલની પાંખડી' પણ સત્કાર કરવો જોઇએ. અને તેથી પંચે ઠરાવ કર્યો છે કેઃ—ગામના દરેક ઘરે મહારાજની પધરામણી કરાવી સો રૂપીયા ભેટ ધરવી.

ખેમા ભગત—પણ નરેરભાઇ! મહારાજને પૈસાની ક્યાં ખોટ છે? મુમ્બાઇના શેઠીયા લાખો રૂપીયા આપવા વાળા છે ને? તે પાછો અમારી ઉપર કર નાખો છો. અમારાં છોકરાં છૈયાંને ખાવાનું નથી. અમારી જમીન પણ અમારી પાસે નથી. ઢોર ઢાંખર ગયાં અને આ સાલનું અનાજ પણ દામોદર શેઠને ત્યાં જમા થયું. હવે ખાવું શું?

એજ અમે વિચાર કરીએ છીએ ત્યાં સો રૂપીયાની મોટી રકમ અમે કયાંથી મહારાજને ભેટ ધરી શકીએ? મોઘાભાઇ, હવે ખમા કરો. બહુ થઇ.

મોઘાભાઇ—ગામમાં રહેવું એટલે ગામની હારોહાર રહેવું પડે સમજ્યા! ખેમા ભગત, આગવું ડહાપણ ન ચાલે; જેની પાસે પૈસા ન હોય તેને દામોદર શેઠે આપવા કબુલ્યા છે. (:દામોદર સામેથી આવતા દેખાય છે ) લ્યો, શેઠજી પણ આવી પહોંચ્યા.

દામોદર—બધા આવી ગયા છે!

ખેમા ભગત—હા, શેઠજી. બધાય આવી ગયા છે. પણ અમારી ઉપર આ શો જુલમ, શેઠજી. ખાવાના સાંસા છે ત્યાં મહારાજને સો રૂપીયા કયાંથી દઇએ.

દામોદર—કેમ ખેમા ભગત, કયાંથી દઇએ? તમારી પાસે ના હોય તો લઇ જાવ આપણે ત્યાંથી.

ખેમા ભગત—શેઠજી, તમારી પાસેથી પૈસા લઇ લઇને તો આ ખાંધો અને ડોકાં મરડાઈ ગયાં, શરીરનાં શોણિત સુકાઈ ગયાં અને રીબાઇ રીબાઇને મરવાનો સમય આવ્યો. હવે તો દયા કરો.

મોઘાભાઇ—એ ડહાપણ ન ચાલે. ગામના કાયદા પ્રમાણે ચાલવું પડે. નહિ તો ગામ છોડીને જવું પડે! હમજ્યા ખેમા ભગત!

સર્વ ખેડુતો—જુલમ થયો! જુલમ થયો! કાઢી મૂકો! અધુરૂ હોય તે પુરૂં કરો, હશે! અમારો તો ભગવાન છે.

ખેમા ભગત—ભાઇઓ ઠંડા પડો; જેટલું દુઃખ લખાઇ

લાવ્યા હોય તેટલું ભોગવી લો. (મોઘાભાઇ તરફ જોઇને) મોઘાભાઈ, તમે તો દોઢસો વરસથી આ ગામમાં આવ્યા છો અને આ ગામના ખરા માલીક તો અમારા બાપ દાદા છે. આ ગઇ કાલની જ વાત છે. દામોદર શેઠ માધવબાગમાં જ્યારે પહેલવારકા આવ્યા ત્યારે પહેરવાને કપડું પણ ન હોતું. તે આજ દામોદર શેઠ લક્ષાધિપતિ બન્યા છે. બાપુ! આજે તમારી પાસે બે પૈસા થયા; સરકાર દરબારમાં જતા આવતા થયા અને કાયદાના જાણકાર થયા એટલે ગામ છોડાવવાને પણ તૈયાર તમે થયા. હશે! અમારો ભગવાન રૂઠ્યો હશે!

**દામોદર**—ખેમા ભગત! જવા દો પુરાણાં થોથાંને. (પોતાની પાસેથી ચોપડો આપતા) માસ્તર, લ્યો આ ચોપડો, એમાં દરેક ઇસમવાર સો સો રૂપીયાનાં ખાતાં પાડો અને સર્વેની સહી સાક્ષી કરાવી દો. એટલે પત્યું.

**મીઠા**—પણ શેઠજી, ચકરવરતી વ્યાજ ના થાય તો સારૂં.

**દામોદર**—આનું વ્યાજ બ્યાજ ગણવાનું નથી.

**ખેમો**—શેઠજી, ખાતાં તો પાડી આપીશું. પણ હવે તો બહુ થઇ; (સ્વગત) ઓ કૃષ્ણ પ્રભુ, તારા ધર્મના નામે ગરીબોનાં ભાણાં ઉઠાવી ધર્મગુરૂઓ આ ઓછો અધર્મ કરી રહ્યા છે? ગરીબ લોકો ઉપર ધર્મ વેપારની કેવી જબરજસ્ત પેઢીઓ ચલાવી રહ્યા છે. અખાનો સાચો અનુભવ છે.

“ગુરૂ કર્યા મેં ગોકુળનાથ
ઘરડા બળદને ઘાલી નાથ
ધન હરે પણ ધોખો ના હરે
એ ગુરૂ કલ્યાણ શું કરે?”

(માસ્તર ખાતાં પાડી સર્વની સહી સાક્ષીઓ કરાવે છે. માંહોમાંહે લોકો વાતો કરતા દેખાય છે. મખમલનાં બીછાનાં લગાવી દીધાં છે. એવામાં રાસવીહારીલાલ મહારાજ પધારે છે. સર્વે ઉભા થઇ મહારાજને ગાદી ઉપર પધરાવે છે. મહારાજ ગાદી ઉપર પધાર્યા પછી દામોદર કુલહાર પાન કરે છે અને આરતી ઉતારે છે. બધા લોકો શાન્ત છે. જે વિધિ થાય છે તે શાન્તિથી જોયા કરે છે. આરતી થઇ રહ્યા પછી ડોકટર મહારાજને નમન કરી સો રૂપીયાની ભેટ ધરે છે.)

**દામોદર**—(ગજવામાંથી નોટો કાઢી) ગામ લોકો તરફથી રૂા. ૫૦૦૦ પાંચ હજાર મહા પ્રભુજીને ભેટ. બોલો શ્રી રાસવીહારીલાલ મહારાજકી જે.

સર્વે—રાસવીહારીલાલ મહારાજકી જય.

(સર્વે શાન્ત થયા પછી)

શાસ્ત્રી—દામોદર શેઠ જેવા સાચા શ્રદ્ધાળુ મેં બીજા કોઇ નથી જોયા! જેને જરાયે અભિમાન નહિ. સેવા કરવામાં તો સદૈવ તૈયાર.

શિવાભાઇ—શાસ્ત્રીજી! અમને કંઇ બોધ આપો.

શાસ્ત્રી—વેપાર કરો, વણજ કરો, ગૃહસંસાર ચલાવો અને બને તેટલું શ્રીજી બાવાનું ભજન કરો. દર વરસે ગુરૂ દરબારમાં કંઇ પરમાર્થ કરતા રહો. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે દરેક માણસે કમાણીના સેંકડે દસ ટકા પરમાર્થ ખર્ચવા. જો કોઇ એટલું પરમાર્થ નથી કરતો તો ગમે તે રસ્તે પણ ભગવાન દશાંશ લે છે. માટે હાથે તે સાથે. આવો

અવસર ફરી ફરીને મળવાનો નથી. સઉથી હળીમળીને નીતિથી ચાલો, જુઠું બોલો નહિ, પાપ કરો નહિ. એ કર્મનાં લક્ષણ.

ગોધાભાઇ—પણ શાસ્ત્રીજી મહારાજ! જુઠ સિવાય તો વેપાર ચાલતો નથી અને તમે તો કહો છો. વેપાર, વણજ કરો, ને સાચુ બોલીએ તો અમારાથી વેપાર પણ ન થાય. ત્યારે શું વેપારને છોડી દેવો જોઇએ.

શાસ્ત્રીજી—ના, ગાંડા થયા. વેપારને છોડીએ તો ખાઇએ શું? શાસ્ત્રમાં એનો ખુલાસો કરેલો છે "व्यापारे अनृतं वाच्यम" વેપારમાં જુઠું બોલવું. પણ હરેક પ્રસંગે જુઠાણું નહિ ચલાવવું.

(અત્યાર સુધી ખેમા ભગત શાન્તિથી સાંભળતા બેઠા હતા. વચમાં બોલી ઉઠે છે.)

ખેમોભગત—વાહ, શાસ્ત્રીજી! આ ધરમ તે હાચો! ધરમમાં જુંઠુ બોલવાનું પણ આવે છે?

દામોદર—ખેમાભગત! શાસ્ત્રીજી સાચું કહે છે. તમે શાસ્ત્રબાસ્ત્રને શું જાણો? એ તો ચાર વેદ, ગીતાસ્મૃતિ બધુંયે ભણ્યા છે.

ખેમો—ત્યારે સો સો રૂપીયા તો અમારા લઇ જશો પણ અમને કંઇ શાસતરની વાતો તો હમજાવો?

શાસ્ત્રી—તમારે શાસ્ત્રની વાતોને શું કરવી છે? "श्रीकृष्ण शरणं मम" એટલો મંત્ર બોલજો એટલે તમારો ઉદ્ધાર થઇ જશે.

**શીવાભાઇ**—**"श्रीकृष्ण शरणं मम"** કહેવાથી ઉદ્ધાર થઇ જતો હશે ખરો ?

શાસ્ત્રી—કેમ નહિ ઘણાય ભક્તો તરી ગયા છે.

**શીવાભાઇ**—ત્યારે શાસ્ત્રીજી, તમે પણ તરીજ ગયા હશો કેમ ? તો પછી વેવલાં શું કરવા મારો છો ?

(રાસવીહારી મહારાજ ઉઠે છે. એટલે એકદમ સર્વ લોકો ઉભા થઇ જાય છે. શાસ્ત્રીજી, દામોદર, મોઘાભાઈ વિગેરે જાય છે. લોકો રાસવીહારીલાલ મહારાજ કી જય બોલાવે છે. પાછળથી શીવાભાઇ નામનો યુવક નીચેની લીટીઓ ગાતો ગાતો જાય છે. સૌ લોકો સાંભળતા આનંદ કરે છે.)

**શીવાભાઇ**—(ગાતો ગાતો જાય છે)

**ભજન**

ગુરૂ બની અજ્ઞાન હણીને, ન શિષ્યને સમજાવીયું;
અજ્ઞાન કૂપમાં પડયા પડયા, ગુરૂ બન્યા શા કામના ?
ભિન્ન ભિન્ન સમાજ પંથો, સ્થાપી આચાર્યો થયા ?
ધન નારીમાં ઘેલા ફર્યા, આચાર્ય બન્યા શા કામના ?
અજ્ઞાન અણસમજુ જનોને, પંથી જ્ઞાન શીખાવીયું;
અંધ બારણે ઘેરી દીધા, પંથી બન્યા શા કામના ?
શ્રી વિશ્વ પ્રભુને દેખવા, સ્થાપ્યા તમે આ પંથ છે ?
પણ પ્રભુને જોયા નહિ, ઢોંગી બન્યા શા કામના ?

---

# અંક ૧ લો

## પ્રવેશ ૫ મો

સ્થળ:—માધવબાગની ભાગોળ.

વખત:—સાંજના પાંચ.

(ઉનાળાનો સમય છે. સાંજના પાંચેક વાગે ભગવાધારી ફરતા ફરતા માધવબાગની ભાગોળે આવી પહોંચ્યા છે. તલાવના કિનારા પરના વડ નીચે આસન લગાવી બેઠા છે. પાસે અદ્વૈત ઝંડો ઉભો કર્યો છે. ઝંડામાં એકતાનો મંત્ર છે.

—અદ્વૈત ઝંડો—

**"અમે એક છે સૌ એક છે એ એકતાનો મંત્ર છે"**

ઉપર પ્રમાણે ઝંડામાં લખેલું છે. એવામાં બે ચાર દારૂડીયા દારૂ પી ડોલતા.ડોલતા આવે છે.)

દારૂડીયો—(ડોલતો ડોલતો) અલ્યા મોહનસીં....ગ....

મોહનસંગ—અલ્યા છાનો મરને! છાનો છાનો ચાલને તારો બાપ કોઇ જોશે!

દારૂડીઓ—(છાતી ઠોકતો) અલ્યા....મને........

મોહનસંગ—હા, હા. છાનો મર હવે! બધાયે પીએ છેસ્તો! પણ તારો સભાવ ના જાય તો.

દારૂડીયો—(ભગવાધારી પાસે જતો) અલ્યા સા...ધુ...ડા...

ભગવાધારી—ભાઈ! તમે કોણ છો?

દારૂડીયો—કોણ તે........તા....રો....બા....પ.

મોહનસંગ—ના, બાપજી! એ તો દારૂ પી ગાંડો બન્યો છે! એના બોલવા સામું ના જોશો! અમે તો રજપૂત છીએ. (જાય છે)

ભગવાધારી—(મંત્રને ગજાવતા) અરે ભારત! જો, આ તારા ક્ષત્રી વીરોની દશા!

"ક્ષાત્ર તીરોની શૂરતા, અદ્દશ્ય થઈ આકાશમાં;
ગયું નૂર ભારતવર્ષનું, દારૂ અને વિલાસમાં.
ક્યાં એ જણાતા સિંહ, નહિ શૃગાલના સો બાળ છે;
નહિ ભાવના ધર્માભિમાની, ધિક્કાર રે ફિટકાર છે."

ઓ ભારતના ક્ષત્રિયો! તમારા દારૂના શીશાએ, જાતિ, કુળ અને ધર્મનું નિકંદન કાઢી માયકાંગલા અને ભિખારી બનાવ્યા છે. તમારી શરાબની પ્યાલીએ ભારતીય જીવનને પરતંત્રતાથી જડી દીધું છે. તમારા ભયંકર શીશાએ ક્ષાત્ર નૂર હરણ કરી કંગાલીયત જીવન જીવતાં બનાવી દીધું છે. અને ઓ રાજાઓ! તમારા વૈભવ વિલાસોએ તમારી નિર્દોષ પ્રજા ઉપર મહેસુલોની કાતિલ છૂરી ચલાવી દારૂના ડાઝોમાં જ પ્રજાનાં રક્ત નાણું ખર્ચી રહ્યા છો. શરાબની પ્યાલી નર્કમાં ગીરાવે છે. વીષ્ટા ખવાડે છે. ગટરોમાં મોં ધોવાડે છે, મીલકતને વેચાવે છે, ભીખ માગતા બનાવે છે અને એને કમોતે રીબાવી રીબાવીને મરાવે છે. આ તમારા શરાબની પ્યાલીની મજા; ઉઠો! ઓ રામકૃષ્ણના વંશજો! ક્ષાત્ર તેજ પર પ્રસરેલી કાળી કાળાશને દૂર હઠાવો. અને ભગવાન કૃષ્ણની માફક ગીતા બંસરીનો નાદ સુણાવો.

અદ્વૈતના ઝંડા નીચે સાચી સાચી સ્વતંત્રતાને ગજાવો, ઉઠો! પ્રાતઃકાળ થયો છે.

ૐ! ૐ!! ૐ!!! ૐ!!!! ૐ!!!!!

( ભગવાધારીના વ્યાખ્યાનથી કેટલાક માણુસો એકઠા થાય છે. )

રજપૂત—હાચું છે, બાપુ! હાચું પેટ પાકર્યું ત્યાં ક્યાં પાટો બાંધીએ?

(એવામાં દારૂના નીશામાં મોઘાભાઇ આવે છે.)

**મો**ઘાભાઇ—એ સાધુ: દારૂનો ઉપદેશ આપવા આવ્યો છે? જા, મુકામ ઉઠાવ યાંથી તારા જેવા ઘણાય ભીખ માગતા ફરે છે.

ભગવાધારી—ભાઇ, હું ભીખ માગવા નથી આવ્યો! પણ........

**મો**ઘાભાઇ—(વચમાં) બસ કર હવે ડહાપણને! તારા ડહાપણની અમને જરૂર નથી. મુકામ ઉઠાવે છે કે નહિ? નહિ તો પોલીસને સ્વાધીન કરવો પડશે!

( વચમાં એક યુવક બોલી ઉઠે છે )

માણુસ—મોઘાકાકા, એ સાધુ તો સાચો ઉપદેશ આપે છે. ભલેને ગામની ભાગોળે પડી રહે. ક્યાં આપણી પાસે કશું માગે છે તે?

બીજો માણુસ—પણ ભાઇ, આતો કલયુગ. છોકરાં છૈયાં આપવાવાળા, ધંતર મંતર શીખવવાવાળા સાધુઓની પૂજા થાય, અને જે સાચો રસ્તો બતાવે તેવા સાધુને દંડા મારી હાંકી મૂકાય. આ આપણા ગામનો ન્યાય. મોટા મંદિરવાળા

મહારાજને પાંચ હજાર રૂપીયા અપાય અને આ એક મહાત્મા ઉપર ગાળોનો વર્શાદ વર્શાવાય. હરિ, હરિ. હાલમાં તો પૈસાવાળાની પૂજા થાય છે.

**મોઘાભાઇ**—આ બધા ડાચલા ક્યાંથી આયા છે? જાઓ, ઘેર જઇ ડહાપણ કરજો. (ભગવાધારી તરફ જોઇને) કેમ મા'રાજ, મુકામ ઉઠાવવો છે કે નહિ? જા, અલ્યા રાવણિયાને બોલાવી આવ.

(એવામાં ડોકટર આવે છે)

ડોકટર—કેમ, શું ચાલે છે? મોઘાભાઇ.

**મોઘાભાઇ**—જુઓને ડાકટર સાહેબ! આ કોઇ ઝંડા-ધારી દારૂ છોડાવા આવ્યો છે! જા, પીશું, પીશું, પીશું. મોટો ઝંડો લઇને આવ્યો છે!

ડોકટર—(સ્વગત) હવે જરા ગમ્મત કરીએ (પ્રાગટ્ય) મોઘાભાઇ, તમને ઝંડા ઉપર રીસ છે તો જલાવી દો એ ઝંડાને. દિવાસળી લગાવી દો.

**મોઘાભાઇ**—(માથુ હલાવતો) હા, હા. ડાકટર સાહેબ, ખરૂં કહ્યું, ખરૂં કહ્યું. (ગજવામાંથી દિવાસળી કાઢી ઝંડાને હાથમાં લઇ સળગાવતો) જો, જો. સાધુ તારા ઝંડાને દેવતા ખાઇ ગયો. દેવતા ખાઇ ગયો. અહીં તો ખાઇ જનારા દેવતા વસે છે, જોયા? (ઝંડો સળગતાં આનંદથી હસે છે અને જરા આનંદમાં આવી ડોલે છે) ભગવાધારી શાન્ત ચિત્તે જોયા કરે છે. વચમાં વચમાં ॐ મંત્ર જપતા સંભળાય છે.)

**શિવાભાઇ**—કશીભાઇ, આ અનર્થ નહિ. પાપ નહિ તો બીજું શું? શું પાટીદાર જાતિએ મર્યાદા છોડી દીધી? દારૂના શીશા ઉડાવે, પૈઠણોના થોક ચલાવે અને અનેક અનર્થો ઉપજાવી બીજાઓનું સત્યાનાશ વાળે તથા ગરીબો ઉપર અમલ દંડો ચલાવે એ: આપણા પાટીદાર કોમનાં ખાનદાની કુટુંબો.

**કશીભાઇ**—ભાઇ, જવા દે ને એ વાતને! દરેક પોતાના પાપે લેવાશે!

**મોઘાભાઇ**—(ઝંડો સળગતો દેખી હસતો હસતો) જો, જો સાધુ! ઝંડાને દેવતા ખાઇ ગયો ભસમ ઉડાવી ગયો.

ભગવાધારી—(હસ્તે મુખડે) આનંદ થયો.

ડોકટર—મોઘાભાઇ! હવે જરા વધારે આનંદ થવા દો! મહારાજની ઝોળી તો તપાસો! ઝોળીમાં તો વળી કંઇ કંઇ હશે!

**મોઘાભાઈ**—(ખુશી થતા) હા, ઠીક યાદ કરાવ્યું. ડાકટર સાહેબ. (ભગવાધારી તરફ ફરી પાસે પડેલી ઝોળી લેતાં) મા'રાજ! વળી આ ઝંડા ઝોળી શાની? (ઝોળીને ખંખેરતો) લ્યો, ઝોળીમાંથી આ એક ચોપડી નીકળી! મહારાજ! કંઇ ભાજકલદારમ્ નથી રાખતા! ગાંજા સુકા નથી ઉડાવતા. અલ્યા પણ આ ચોપડી શાની છે? કંઇ ધંતર મંતરની હશે! ડાકટર સાહેબ, લ્યો, જુઓ: આ શાની ચોપડી છે તે કહો.

ડોકટર—( હાથમાં પુસ્તક લઇ થોડાં પાનાં વાંચી ) મોઘાભાઈ! આ તો ગીતા છે.

**મોઘાભાઈ**—વળી એ ગીતા કઈ, બઈરાં ઘણુંય ગીતો ગાય છે। એ ગરબાની–રાજીયાની ચોપડી છે ?

ડૉકટર—ના, ના, એ કંઈ સંસ્કૃતમાં લખેલું છે. આપણે તો વાંચી નથી એટલે શું જાણીએ ?

**મોઘાભાઇ**—(ડૉકટરના હાથમાંથી ગીતા લેતો) લાવો, લાવો, મારી પાહે, એના સંસકરીત બંસકરીતને દિવાસળી જલાવી દઇએ. મોટો પંડિતનો બેટો આયો છે !

(દિવાસળીથી ગીતા સળગાવવા તૈયાર થાય છે)

**શિવાભાઇ**—( વચમાં અટકાવતો ) બસ કરો, મોઘાકાકા! પાટીદાર કુળને લાંછન ન લગાડો: હિન્દુ બની હિન્દુ ધર્મને ન તિરસ્કારો. એ શું છે ? જીવનના મધુરા પાઠો પઢાવનાર, આત્માનો સાક્ષાત્કાર કરાવનાર મહાન તત્વ ગીતા છે. મોઘાકાકા! હવે પાપનો ઘડો એકઠો થયો છે.

**મોઘાભાઇ**—જા, જા, આજ કાલના છોકરા ! ધરમ, ધરમ, ધરમ કરતો આયો છે. જો, તારા ધરમને આ દિવાસળી લગાવું.

( ગીતાને દિવાસળી લગાવે છે )

ભગવાધારી—(મોઘાભાઇને) પ્યારા ! જરા સબૂર કર ! ગીતાની સાથે આ નાશવાન દેહને પણ જલાવી દે. અને પરમાનંદ આનંદ જોઇએ તેટલો લૂટી લે.

ડૉકટર—મોઘાભાઇ, જવા દો સાધુને. ચાલો હવે.

**મોઘાભાઇ**—થાકી ગયા એટલી વારમાં! એ મોટો દારૂનો છોડાવનાર, એને તો બાળી મૂકયો હોય તોયે પાપ ન લાગે.

( એવામાં દામોદર શેઠનો પુત્ર સુન્દર પોતાના મિત્ર માધવ સાથે ફરવા નીકળેલો છે. સુન્દર અને માધવ વીર-પુર કોલેજમાં અભ્યાસ કરે છે. માધવ વીરપુરના ગૃહસ્થ વણિકનો પુત્ર છે. સુન્દરની સાથે મિત્રતા હોવાથી આજે માધવબાગમાં આવ્યો છે. મે વેકેશનનો સમય છે. લોકોનું ટોળું દેખી સુન્દર અને માધવ આવે છે. લોકો બાજુમાં ખસી જગા આપે છે )

સુન્દર—(ભગવાધારીને જોતો જ) જો, માધવ મેં તને જે ભગવાધારીની વાત કહી હતી તે જ આ ભગવાધારી! ધનભાગ્ય આપણાં! માધવ, મહાજ્ઞાની મહાત્મા છે. લોકો તેને ગાંડો-ગાંડો કહે છે. જો, જ્ઞાનમસ્તી તો આનું નામ. (ભગવાધારી પાસે જઇને) ૐ નમો નારાયણ સ્વામીજી.

માધવ—ૐ નમો નારાયણ સ્વામીજી (હાથ જોડીને.)

ભગવાધારી—નારાયણ, નારાયણ; ૐ ૐ ૐ

(ડાકટર છાનોમાનો ભાગી જાય છે.)

સુન્દર—(પાછું ફરીને જોતાં) મોઘાકાકા! આ શું કરો છો? આ રાખોડી શાની પડી છે અને હાથમાં પુસ્તક શાનું છે?

શિવાભાઈ—સુન્દરભાઈ, તમે તો કોલેજમાં રહો એટલે ગામમાં શું થાય છે તેની તમને શી ખબર હોય? અમે ધાર્યું હતું કે સુન્દરભાઇ કંઈ ગામને નીતિને રસ્તે વાળશે. પણ જુઓને, આપણા ગામના આવા ન્યાય! મોઘાકાકાએ આ નિર્દોષ સાધુના ઝંડાને બાળી દીધો અને ગીતાને બાળવા તૈયાર થયા, અમે સમજાવ્યા, પણ અમે તો એમની આગળ છોકરાં.

સુન્દર—પણ શિવાભાઇ ! શું આ સત્ય છે ?

શિવાભાઇ—હા ભાઇ, તેમાં દોષ મોઘાકાકાનો નથી. આ બધું તોફાન શરાબની પ્યાલીએ કરાવ્યું છે. મેં સાંભળ્યું છે કે આજે એકજણનો નિકાલ હતો તેમાં દારૂની મીજબાની થઇ હતી.

સુન્દર—(વિચારમાં પડી) મોઘાકાકા એક ગામના ગૃહસ્થ ખાનદાની મનુષ્યના હાથે એક સાધુનો તિરસ્કાર થાય અને હિન્દુ ધર્મની પવિત્ર શ્રુતિને અગ્નિ જલાવાય. એ ખરેખર, માધવબાગની પડતીનાં નિશાન છે. મોઘાકાકા, દારૂએ તો મોટાં મોટાં રાજ્યોને પણ પાયમાલ કર્યાં છે.

મોઘાભાઇ—(જરા બેભાનમાં હોય છે) કોણ, દામોદર શેઠના સુન્દરભાઇ, લ્યો આ શાની ચોપડી છે જુઓ !

(લથડીયાં ખાય છે)

સુન્દર—મોઘાકાકા, બુદ્ધિ બ્હેર મારી ગઈ, અક્કલ ખવાઇ ગઇ. દારૂની પ્યાલીમાં માણસાઈ ગુંમાઇ ગઈ. હવે શું રહ્યું છે ? (મોઘાભાઇ લથડીયા ખાતા નીચે પડે છે)

મોઘાભાઇ—અલ્યા....સા....ધુ....ડા....

(નીચે પડી આળોટતા આળોટતા)

શિવાભાઇ—જુઓ, સુન્દરભાઇ. આ અમારા ગામના શ્રેષ્ઠ પુરૂષો-ગ્રામ્ય પ્રજાના ઉદ્ધારકો !

સુન્દર—શિવાભાઈ, બે ચાર માણસો સાથે આ મૂર્ખાને એને ઘેર પહોંચતો કરો. જવા દો બધા વિષયને લોકોને ચાંથી દૂર કરો.

શિવાભાઈ—મોહન, જા બે ચાર માણસો સાથે મોઘાભાઇને ઘેર પહોંચાડી આવો.

બીજા—અમે જઇને મુકી આવીએ છીએ.

(મોઘાભાઇને બે ચાર જણા ઉંચકી ઘેર લઈ જાય છે)

શિવાભાઈ—(લોકોને) જાવ ભાઈ, હવે તમારે કામે લાગો. અહિં શું જોવાનું છે તે ઉભા રહ્યા છો? ચાલ્યા જાવ ચાંથી. (લોકોને દૂર કરે છે. લોકો ગુપચુપ વાતો કરતા ચાલ્યા જાય છે)

સુન્દર—(ભગવાધારીને પ્રણામ કરતો) સ્વામીજી! ક્ષમા કરશો. આ તો ગામડાની અજ્ઞાન પ્રજા છે,

ભગવાધારી—અને અમારો જન્મ અજ્ઞાનીઓને જ્ઞાન પ્રકાશ આપવા માટે જ છે.

નિંદા અને સ્તુતિ વળી, કીર્તિતણી ગણના નથી;
કર્તવ્યનું ફળ છે નહિ તે, જાણવા ઇચ્છા નથી.
સર્વત્ર પ્રેમ પ્રસારવા, શાન્તિ જગતમાં સ્થાપવા;
પરમાનંદ રેલાવવા, ધારણ થયો છે જન્મ આ.
એ ધારણાથી કર્મ કરતાં, જીવન મંત્ર ઉચ્ચારજે;
**हरि ॐ तत्सत् ॐ तत्सत् ॐ तत्सत् जापजे.**

શિવાભાઇ—ધન્ય છે. મોઘાકાકાએ આટલા શબ્દો કહ્યા, ઝંડો બાળી દીધો, ઝોળી સળગાવી દીધી છતાં પણ સ્વામીજી મહારાજ હસ્તાજ રહ્યા. સુન્દરભાઈ સંન્યાસ તો આનુંજ નામ.

સુન્દર—સ્વામીજી! એકાદ ભજન સંભળાવશો તો આનંદ થશે.

ભગવાધારી—બેસી જાવ, પ્યારાઓ! જીવન કર્તવ્યના પાઠો શીખો, પરમાનંદ આનંદનો જરા અનુભવ કરો.

**ભજન**

મસ્ત હો! તૂ મસ્ત હો! હે માનવી! તૂ મસ્ત હો!
પ્રભુ પ્રેમમાં સંસક્ત હો! હે માનવી! તૂ મસ્ત હો!
ઝહર પ્યાલા પી રહે હો! જગત સચ્ચા જાનકે!
છોડ અમૃત વિષમેં, ના, માનવી! આસક્ત હો!
બાજીગરીકી બાજીયોંમે, જો, ઇન્દ્ર જાલ દેખા રહા
તોડકે માયા પસારા, રાગસેં વિરક્ત હો!
નામ, કીર્તિ, લક્ષ્મીમાં, નિજરૂપકો ભૂલા ગયા!
અબ જાગ તૂ, અબ જાગ તૂ, નિજરૂપમેં સંસક્ત હો!
જ્ઞાનકી નૈયા બનાકે, બૈઠકે ભવ પાર જા!
પરમાનંદ આનંદમાં! હે માનવી! તૂ મસ્ત હો!
ૐ! ૐ!! ૐ!!! ૐ!!!!

શાન્તિઃ શાન્તિ!

( સર્વે ભજનમાં તલ્લીન બને છે. સર્વનાં હૃદય ભજનમાં એકતા પામ્યાં છે, બધા શાન્ત છે. )

**સુન્દર**—(શાન્તિનો ભંગ કરતો, વિચાર કરતો) સત્ય જગતની ઇન્દ્રજાલમાં મનુષ્ય ગુંથાયો છે. અને એ ગુંચાયલા જીવને ખબર નથી કે મારો જન્મ ઇશ્વિર પદને પહોચવાનો છે. (વિચારમાં પડે છે સર્વે શાન્ત હોય છે).

**માધવ**—સ્વામીજી મહારાજ! આપ કયા ધર્મના હશો! કૃપા કરી આપના ધર્મની વ્યાખ્યા સમજાવો.

**ભગવાધારી**—( ૐ મંત્રનો જાપ કરતા એકદમ બોલી ઉઠે છે. )

"જગત સર્વને રૂપ મારૂં જ માનું !"
અને એ મહા રૂપમાં હું સમાવું !
આહા ! પ્રેમ સિન્ધુમાં રસબોળ થાવું !
તહાં વ્યક્ત–સૃષ્ટિ સદા ભૂલી જાવું !
સ્વાતંત્ર્ય મંત્રો અદ્વૈતના ગજાવું !
**चिदानंद रुपम शिवोहम शिवोहम !**

ૐ ! ૐ !! અમારો ધર્મ જગતમાં બ્રહ્મનો–ગોડનો–ખુદાનો સાક્ષાત્કાર કરવાનો છે. **एकं सद्विप्रा बहुधा वदन्ति।** એ અમારા ધર્મનો મુદ્રા લેખ છે. જગતના મૂળ કારણમાં એકજ તત્વ છે. તેને હિન્દુઓ બ્રહ્મ કહે છે. મુસલમાનો ખુદા કહે છે, અને ઇસાઇઓ ગૉડ કહે છે. તે મહાન તત્વ અનેકાનેક ભિન્ન ભિન્ન નામોથી સંબોધાય છે. જેવી જેના ભાવના તેવી તેની ગતિ થાય છે. અમારાં ગીતા–ઉપનિષદ્ તત્વોમાં દ્વૈતને સ્થાન નથી. અદ્વૈત–એકતાનો જગતભરની પ્રજાને અમારો પડકાર છે. ભારતીય જીવનમાં અદ્વૈતતા સ્થાપન કરવાનો અમારો જીવન મંત્ર છે. જો, અદ્વૈતના આયનામાં જરા દૃષ્ટિ કર. તું આત્મા છે. સચ્ચિદાનંદ–પરમાનંદ સ્વરૂપ છે. "**तत्वमसि**" તે તુંજ છે. ૐ ! ૐ !! ૐ !!!

(શાન્તિથી સર્વે સાંભળે છે)

**સુન્દર**—માધવ, સત્ય છે, આપણો આત્મા સચ્ચિદાનંદ–પરમાનંદ સ્વરૂપ છે. "આપણા આચાર્યોએ વેદોના જુદા જુદા અર્થો કરી જીવની ક્ષુદ્રતા કલ્પી જીવનો શિવ–સચ્ચિદાનંદ કદી પણ બને નહિ એવી પરતંત્ર ભાવનાઓ સમાજમાં જ્યારથી પ્રચારને પામી ત્યારથી ભારતીય આત્મા નિકૃષ્ટ

દશામાં પડતો ગયો." આ શબ્દો સ્વામીજીના છે. માધવ! ભારતની સાચી એકતા અદ્વૈત તત્વમાં છે.

માધવ—(જરા વિચાર કરી) ત્યારે હિન્દુ મુસલમાનો શામાટે લડતા હશે? મહારાજ, જો ઇશ્વર–આત્મા એક હોય તો પછી જુદા જુદા ધર્મો, પંથો શામાટે હશે?

ભગવાધારી—(ૐ જાપ જપતા) પ્યારા! ઇશ્વર એક છે અને સર્વ ધર્મોનું–પંથોનું ધ્યેય એ ઇશ્વરમાં–આત્મામાં ભળી જવાનું છે. દરેક પંથો–ધર્મો બે તત્વોમાં સમાયલા છે. (૧) તત્વજ્ઞાન (૨) આચાર. તેમાં વર્તમાન સમાજમાં આચાર ધર્મનું સામ્રાજ્ય છે. તત્વજ્ઞાન પ્રજાજીવનમાંથી નષ્ટ થયું છે. અને આચાર ધર્મ એટલે સુધી વધી ગયો છે કે "આનું ખવાય નહિ આને અડાય નહિ" એને જ ધર્મ માની ખાવાપીવાના ઝગડાઓમાં અનેક જ્ઞાતિઓ વિભક્ત દશામાં વ્હેંચાઇ ગઇ છે, અને જ્ઞાતિ જ્ઞાતિઓના ઝઘડાઓ હંમેશાં કાયમ થયા કરે છે. અને આચાર ધર્મના આચાર્યોએ તત્વજ્ઞાનને વિસારી ભૌતિક વિલાસોમાં જીવનધર્મની વ્યાખ્યા સમજાવી છે અને ઇશ્વરને નામે લાખોની મીલકતો ભોગવી ભૌતિક આનંદ માની રહ્યા છે. છતાં પણ આચાર ધર્મની સત્તા વધતી જાય છે.

જે ધર્મથી મુક્તિ મળે, તે ધર્મ પણ વેચાય છે;
વેપારના સટ્ટા કરે, જગ ન્યાય એ લેખાય છે.
ધર્મને વાણિજ્ય રૂપે, આજ સમજાવાય છે;
એવા અસત્ સંસારમાં, શું મોહવશ પ્રિય થાય છે?
પાછો ફરીને જોઇ લેજે, દેવ મંદિર દ્વારમાં;

લક્ષ્મી તણી છોળો ઉડે, જો શ્રી પ્રભુના ધામમાં.
એ સ્વાર્થથી પરિપૂર્ણ, મંદિરમાં અરે ભગવાન છે;
એવા અસત્ સંસારમાં, શું મોહવશ પ્રિય થાય છે?
જ્યાં ધર્મ ઉપદેશક ગુરૂ, વૈભવ વિલાસોમાં ફરે.
ધર્મપર દંભો બીછાવી, અધર્મ કર્મ અનુસરે.
ધર્મ નાટક જ્યાં ભજાયે, લક્ષ્મીતણો વેપાર છે;
એવા અસત્ સંસારમાં, શું મોહવશ પ્રિય થાય છે?

આ સ્થિતિ આપણા અદ્વૈત ધર્મના પંથોની છે. જ્યાં સુધી ઈશ્વર–આત્મા એક છે અને જુદા જુદા નામોથી સંબોધાય છે. પ્રકૃતિના મૂળ તત્વમાં ત્રણ ગુણ સમાયલા છે. સત્વગુણવાળા સાત્વિક દેવોને ઉપાસે છે. રાજસગુણ વાળાઓ રાજસ દેવતાની ઉપાસના કરે છે અને તામસી જીવો ભુત પ્રેતને માને છે. જેવી રીતે પ્રકૃતિના ગુણ–કર્મ જુદા જુદા છે તેવી રીતે ભાવનાઓ પણ ભિન્ન ભિન્ન છે. કોઇને રામ ઉપર પ્રીતિ હોય તો કોઇને કૃષ્ણ ઉપર પ્રેમ તો કોઇ શંકરને જ ભજતો હોય. દરેકને જુદા જુદા દેવો ભજવાનો હક્ક છે. ભલે તે તત્વમાંથી તેઓનો ઉદ્ધાર કરી લે. માત્ર આપણું કર્તવ્ય તેઓને જ્ઞાન પ્રકાશ આપવાનુ છે. એવું વિશાળ ધર્મતત્વ સમજતા ન થઇએ ત્યાં સુધી હિન્દુ ધર્મની એકતા સ્થાપી ન શકીએ! અને દિલગીરીની વાત છે કે ઇસ્લામ ભાઇઓ "અનલહક"નો બોધ નહિ પામતાં મઝહબી ઝગડાઓ વધારવામાં મશ્ગુલ બન્યા છે. પોતાના આત્મ સ્વરૂપને ભૂલી અંધારાં ઉલેચ્યા કરે છે. પ્યારાઓ! તમે તમારી ભાવનાથી બંધનતાને પામો છો અને તેજ ભાવનાથી મુક્ત-

તાને પણ પામો છો. ઉંચી ભાવનાઓ ઉંચે મોકલશે અને નીચી ભાવનાઓ ઝહાન્નમાં નાખશે. આપણો આત્મા અજન્મા શાશ્વત છે. જ્યારે જુદા જુદા ધર્મોમાં, જાતિમાં વાસના બંધાય છે ત્યારે દેહનું પરિવર્તન થતાં તે વાસનાને તે ભોગવે છે. જે દેહ ધર્મ અને જાતિમાં પરિવર્તન થયું અટલે તે ધર્મનો; જાતિનો અભિમાન બંધાયો–દૃઢ થયો અને એ દૃઢીભૂત અહંકાર જ્યારે અંધશ્રદ્ધાના રૂપમાં ફરી જાય છે ત્યારે ધર્મ–જાતિને નામે અનેક અનર્થ પાપો કરી સમષ્ટિ જીવનની ભાવનાઓને પણ અસ્તવ્યસ્ત દશામાં ગોઠવી દે છે, અને બાપુ ! જો અત્યારે ભારતની એજ સ્થિતિ છે, ઉઠો! જાગો! દ્વૈતભાવનાઓનો સંહાર કરો ! અને ગીતાના તત્વ-જ્ઞાનને તમારા જીવનમાં ઉતારી આત્મ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી જ્ઞાનના પ્રકાશ વડે અજ્ઞાન સમાજને પ્રકાશિત કરો. ગ્રામ્ય જીવનને પવિત્ર અને સુન્દર બનાવો. હરિ ॐ तत्सत् ॐ !

(ભગવાધારી શાન્ત થાય છે)

(એવામાં દામોદર શેઠ તરફથી નોકર આવે છે)

નોકર—સુન્દરભાઇ ! બાપુને આપણું કંઇ જરૂરી કામ છે ચાલો, હમણાં ને હમણાં બોલાવે છે.

**માધવ**—સુન્દર! અહિંથી ખસવાની ઇચ્છા નથી થતી. જાણે સ્વામીની પાસેજ ના બેસી રહીએ પણ બાપુને શું કામ હશે.

**સુન્દર**—ઘેર ગયા પછી જણાય. (ભગવાધારીને પ્રણામ કરતો) સ્વામીજી આજ્ઞા ઇચ્છું છું.

ભગવાધારી—જાવ માબાપની આજ્ઞા પાળવી એજ પુત્ર ધર્મ

સુન્દર—સ્વામીજી, નમો નારાયણુ. માધવ! ચાલ ત્યારે.

**માધવ**—(હાથ જોડી) દયા કરતા રહેજો. જ્ઞાનનો ભંડાર ખોલતા રહેજો.

શિવાભાઇ—ચાલો, હું પણુ આવું છું.

(સુન્દર, માધવ, શિવાભાઇ વિગેરે જાય છે)

(ભગવાધારી શાન્ત બેઠા છે, એવામાં મુખી, મતાદાર તથા બીજા પાંચેક માણુસો આવે છે)

મુખી—(ભગવાધારીને) કેમ મહારાજ, અહિં ઝંડો જમાવવો છે કે શું, ચાલ્યા જાવ, રાત રહેવાનો સરકારનો હુકમ નથી.

મતાદાર—તમે નથી જાણુતા? આ સાધુએ તો આપણુા મોઘાભાઇનું અપમાન કર્યું અને મેં તો સાંભળ્યું છે કે બે ચાર લાતો પણુ સાધુએ થારી.

**નરેરભાઇ**—હા; ખરૂં છે, નીકાલની મીજબાનીમાંથી ઉઠયા પછી મોઘાભાઇને જરા વધારે દારૂ ચડયો એટલે દારૂડીયો જાણ્ી સાધુએ માર્યો. કાઢી મૂકો એને ગામમાંથી.

મુખી—કેમ અલ્યા સાધુડા! ચસમાં ફરી ગયાં છે કે શું? માગીખાવું અને ચરબી તો મોટા બાદશાહની, જા, નીકળ ગામની બહાર (ભગવાધારી શાન્ત રહે છે) કેમ? નથી બોલાતું? પોલીસના હાથમાં જાય એવાં જ લક્ષણુ દેખાય છે. (રાવણીયા તરફ) અલ્યા કોઇ છે કે? જા, કોઈ થાણામાં હોય તો બોલાવી લાવ.

(એવામાં ખેમો ભગત તથા બીજા કેટલાક ખેડુતો ઘાસ લઇને આવે છે. ભગવાધારી પાસે માણુસ એકઠાં થયેલાં જોઇ સર્વે આવે છે. માથા ઉપરનો ઘાસ નીચે નાખે છે)

ખેમા ભગત—(ભગવાધારી પાસે જઇ પ્રણામ કરતો) નારાયણ બાપજી નારાયણ.

મતાદાર—ખેમા ભગત ! આવા બદમાશ સાધુડાને તે શું પગે લાગતા હશો ?

ખેમો ભગત—મતાદાર! જેની આંખે કમળો તે બીજાને પીળું જ દેખે.

મુખી—કેમ મહારાજ ! મુકામ ઉઠાવો છો કે નહિ ? નહિ તો પોલીસના થાણામાં જવું પડશે ?

ખેમા ભગત—મહારાજને જવું પડશે ?

મુખી—હા, હા. મા'રાજને જવું પડશે. તમે લોકો ભગત બની તંબુરાના તાલ વગાડી આવા બદમાશ સાધુડાઓને ગામમાં પેધાડયા ! એટલે ગામ મોડું બગડતું હોય તે વ્હેલું બગડે.

ખેમો ભગત—(ભગવાધારીને) બાપજી પધારો મારે ઘેર. મારી ગરીબની ઝુંપડી પાવન કરો !

મુખી—કંઈ નહિ ! એને તો ગામની બહાર જ હાંકી મૂકવાનો છે. ખેમા ભગત ! તમારે વચ્ચે પડવાનું કંઇ કારણ નથી !

સર્વ ખેડુતો—ભગવાન ! ભગવાન !

ખેમા ભગત—મુખી સાહિબ! અન્યાયની હદ હોય છે. મોટા રાવણ અને દુર્યોધન જેવાનાં અભિમાન ન છાજ્યાં તો પછી આપણે કોણ? સાધુની સેવામાં તો મસ્તકો અપાયાં છે. (ભગવાધારી તરફ ફરીને) પધારો બાપજી. એમને જે કરવું હશે તે કરી લેશે.

ભગવાધારી—ભક્તરાજ! અમે તો મસ્તરામ, વળી બીજી જગાએ આનંદ કરીશું.

ખેમો ભગત—ના, બાપજી ઘેર બેઠાં ગંગા આવી, અમારાં તે એવાં ક્યાંથી સદ્‌ભાગ્ય? પધારો, બાપજી. નહિ આવો તો ઉચકીને લઇ જઇશ. (ભગવાધારી હસે છે)

ભગવાધારી—ભગવાન ભક્તને આધીન હોય છે એ ખરેખર સત્ય છે.

પ્રેમ વિના પ્રભુ ના મળે તું વ્યર્થ ત્યજી દે વ્હેમને

(ભગવાધારી આસનથી ઉઠે છે.)

મતાદાર—ખેમા ભગત! આ ખોટું થાય છે. બળતામાં ઘી હોમાય છે. ચીણગારી ઉડશે તો બાળી દેશે.

મુખી—(ભગવાધારી અને ખેમા ભગતને જતાં અટકાવતો) ખબરદાર—

ખેમો—જાવ, જાવ. તમારાથી થાય તે કરી લેજો. ફાંસીની લાકડીએ લટકાવી દેજો.

(સર્વ ખેડુતો જાય છે. મુખી, મતાદાર, નરેરભાઇ વિગેરે ક્રોધમાં જોયા કરે છે)

ખેમો—(જતાં જતાં) યાદ રાખજો—

છાનાં રહે ના પાપ કર્મો પ્રગટ એક દિન થાય છે;
પાપ કુંભ ફૂટી જતાં, આખર જન પસ્તાય છે.

(જાય છે. મુખી વિગેરે ક્રોધથી જોઈ રહે છે)

—પ્રથમ અંક સમાપ્ત—

# અંક ૨ બીજો

## પ્રવેશ ૧ લો

સ્થળ:—મોઘાભાઇનો બંગલો.

વખત:—રાતના નવ વાગે.

(મોઘાભાઇ માધવબાગ ગામના આગેવાન અને દુધની ડેરીના સ્વતંત્ર વેપારી છે. હમણાં જ તેમણે એક નવીન બંગલો બંધાવ્યો છે. આજે ગામના આગેવાન પંચો એક થવાના છે. મોઘાભાઇને દારૂનો નીશો ઉતરી ગયો છે. હમણાં બંગલામાં એક ખુરસી પર આરામ લેતા બેઠા છે.)

**મો**ઘાભાઇ—આજે દારૂનું પોકળ ઉઘાડું પડયું એ સાધુડા હોયે નહિ અને આવું બને યે નહિ; મને ઘેર કોણ લાવ્યું તે પણ ખબર રહી નહિ. અને વળી એ સાધુડાને ખેમો ભગત એને ઘેર લઇ ગયો. ઠીક છે. હજી ખેમલાની ચરબી ઉતરી નથી. હવે ઉતરશે.

(એવામાં મુખી, મતાદાર નરેરભાઇ વિગેરે આવે છે)

આવો! બેસો! (સર્વે ખુરસીઓ પર બેસે છે) જા, અલ્યા, ચા બનાવી આવ! (નોકર જાય છે)

મુખી—મોઘાભાઈ! ખેમા ભગતને માટે શું કરવું? એને તો સાધુને સંઘરવાનું ના કહેવા છતાં પણ અમારૂં ગણકાર્યું નહિ! અને જુઓને! તમારૂં પણ અપમાન કર્યું?

**મોઘાભાઇ**—હા, એને બરાબર પાંસરો કરવો જોઇએ.

**નરેરભાઈ**—શું કરીશું ત્યારે?

મતાદાર—શું કરીશું શું? સીધો સટ રસ્તો છે. આપણા જમાદારને થાણામાંથી બોલાવીએ અને પોલીસ ઈન્સ્પેકટરની સહીનું વારંટ કઢાવી સાધુ તથા બેમાને પકડાવીએ. જરી ખોખરો તો થશે. બસેં ત્રણસેં ઓકી પણ કાઢશે. અડધા જમાદાર લઇ જશે અને અડધામાં આપણી પ્યાલીઓ ઉડશે! કેમ નરેરભાઈ! વિચાર તો બરાબર છે ને?

**નરેરભાઇ**—હા, હા. તમારામાં તે કંઇ કહેવાપણું હોય!

મુખી—તો પછી બોલાવીએ જમાદારને.

**મોઘાભાઇ**—હા. માણુસ મોકલો.

મુખી—જા, અલ્યા, થાણામાંથી હમણાં ને હમણાં જમાદારને બોલાવી આવ. કહેજે કે મોઘાભાઇને ત્યાં બધા એકઠા થયા છે ત્યાં બોલાવે છે. જા, જલ્દી આવ.

(રાવણીયો બોલાવવા જાય છે)

**મોઘાભાઇ**—પણ, કદાચ આ બનાવટી વારંટની વાત ઉઘાડી પડી તો?—

**નરેરભાઇ**—આપણા આટલા વિના બીજું કોણ જાણવાનું છે?

મુખી—તો વળી શું! કરના તો ડરના નહિ, અને ડરના તો કરના નહિ. આપણા સામે થવાની કોની તાકાત છે?

( જમાદાર આવે છે )

**મોઘાભાઇ**—આવો જમાદાર! બેસો આ ખુરસી પર.

( જમાદાર ખુરસી પર બેસે છે )

જમાદાર—મને કેમ બોલાવ્યો છે મુખી?

નરેરભાઈ—જુઓ જમાદાર! ગામમાં એક સાધુ આવ્યો છે. તે દારૂનો અને એવો બીજો ઉપદેશ કરે છે. આજે મોઘાભાઇને તેણે બેચાર લાતો લગાવી દીધી. હવે તે સાધુને ખેમા ભગત એને ઘેર લઇ ગયો છે. હમારા ના કહેવા છતાં પણ અમારી ઉપરામણી કરી લઇ ગયો. કહો જમાદાર! આવા લોકોને દંડ દેવા ના જોઇએ?

મુખી—બરાબર એવો દંડ દેવો જોઇએ. કે ફરીથી સાધુ પણ ઉપદેશ આપવાનું ભૂલી જાય અને ખેમો પણ યાદ કરે.

જમાદાર—પણ તેમાં પોલીસને શું? રીતસર અરજી આપો.

મતાદાર—જમાદાર! શાન્તિથી સાંભળો! આમાં વળી તમારી કંઈ ચોટ લાગે તેવી છે. જુઓ! સાધુના નામનું પોલીસ ઇન્સ્પેકટરની સહીનું વારંટ બનાવી લાવો અને પછી આપણે સર્વે એ સાધુને તથા ખેમાને પકડીએ. અને પછી જેટલા ખંખેરાયા એટલા ખરા. તમારૂં અને અમારૂં બધાંનુંયે કામ થશે. કેમ વિચાર પસંદ આયો?

જમાદાર—ખોટું તો હું નહિ જ કરૂં. કદાચ આ વાત જાહેર થાય તો મારી નોકરી જાય અને બદનક્ષી થાય. અને અમારા સાહેબ રૂશ્વત બાબત તો બહુ જ કડક છે.

મુખી—કશુંય થવાનું નથી. "હીંમતે મરદા તો મદદે ખુદા" હીંમત રાખોને. સરકાર જે પગાર આપવાની હશે તે જ આપશે. આવો મોખો શું કરવા ગુમાવો છો? બે

ચાર કલાકની રમત છે. અને આપણી સામે બોલવાની કોઇની તાકાત નથી. આવા કેસો તો અમે ઘણાય કરી દીધા.

જમાદાર—(વિચાર કરી) ઠીક, ક્યારનો વિચાર રાખ્યો ?

નરેરભાઇ—આવતી કાલે રાત્રે એમા ભગતના ભજનમાં. હવે જમાદાર, કાંઇ કહેવું ન પડે ! રાતરે આઠ વાગે તમે અહિંઆં જ આવજો ! આપણે સર્વે અહિં જ એકઠા થઇ પછી જઇશું.

જમાદાર—હવે કહેવું નહિ પડે, એ તો કમ્પલીટ થઇ ગયું. પણ જોજો, સંભાળીને વાત કરજો.

(જમાદાર જવા તૈયાર થાય છે)

**મો**ઘાભાઇ—બેસો જમાદાર, ચા પીને જાવ, અલ્યા ચા લાવ્યો કે ?

નોકર—હા. (ચાની કીટલી તથા પ્યાલા લઇ આવે છે સર્વેને પ્યાલા ભરી આપે છે. બધા પીએ છે.)

મતાદાર—(ચા પી રહ્યા બાદ) કેમ ત્યારે નક્કી. જો જો, આપણે સર્વે કશું જાણુતા નથી એમજ રાખવાનું હો !

જમાદાર—હવે વધારે બેસવામાં પણ માલ નહિ.

**ન**રેરભાઇ—ઉઠો, બરાબર છે. ભીંતને પણ કાન હોય છે. મોઘાભાઇ ! રજા લઇશું ત્યારે.

**મો**ઘાભાઇ—હા. આવજો. (સર્વે જાય છે)

(સ્વગત) પટલાઇ પેચ તે આનું નામ. (જાય છે)

---

# અંક ૨ જો

## પ્રવેશ ૨ બીજો

સ્થળઃ—ખેમા ભગતનું ઘર

વખતઃ—રાત્રિના આઠ

( ખેમા ભગતને આંગણે ગામ લોકો ભગવાધારીનું વ્યાખ્યાન સાંભળવા એકઠા થયા છે. ચોગાનની વચમાં એક આસન ઉપર ભગવાધારી બેઠા છે. આજુબાજુ ખેમા ભગત તથા ભજન મંડળી વિગેરે લોકો બેઠા છે. ગામના નાનેરા, મોટેરા સર્વે એકઠા થયા છે. )

ખેમા ભગત—મહારાજ! ભજનની આજ્ઞા!

ભગવાધારી—ચલાવો ભજન!

ખેમો—(તંબુરો લઇ ગાય છે)........

**ભજન**

નાવડી હંકારી રે, સંસાર સાગર તરવાને;
જીવન દિશા ભૂલી રે, ગુમાવી શુદ્ધ સાનને.
આવી વંટોળીએ ઘેરી નૌકા, હાલમ ડોલમ થાય!
પૂર ઉછળી જળ ઉલટયું, નૌકા તણાતી જાય!
અનુભવી કો ઝાલે રે, નૌકાને સંયમ કરવાનો–૧

મોઝાંએ ઉછાળો માર્યો, નાવડી થઇ અચેત!
મુસાફર ગભરાવા લાગ્યો, મૂર્છા વળી ગઈ ઠેઠ!
નિરાશા તો વ્યાપી રે, ચકડોળે ચઢી ડૂબવાને!–૨

આવ્યો અચાનક ધાઇને, ખલાસી તે વાર !
શઢ રાખ્યો કબજે અતિ, હલેસાં પૂર પાટ !
ભ્રમની ભૂલો ભાગી રે, નિશ્ચય પંથે વાળીને !–૩
અદ્વૈત પંથે હાંકી પાંસરી, ત્યાગ વૈરાગ્ય મુકામ !
तत्वमसिનો નાદ સૂણીને, બન્યો મુસાફર સુલતાન !
પરમાનંદ ભાસ્યો રે, પામી સ્થિત પ્રજ્ઞત્વને.–૪

(ભજનની વચમાં હરિ–હરિ શબ્દ બોલાય છે. સર્વ લોકો શાન્તિથી સાંભળે છે.)

ખેમો—બોલો ભાઇઓ રામકૃષ્ણ દેવકી જે.

સર્વ લોકો—રામકૃષ્ણ દેવ કી જે. (ગર્જના થાય છે)

ભગવાધારી—(ૐ મંત્રની ગર્જના કરી વ્યાખ્યાન શરૂ કરે છે) અરે ઓ પ્રકૃતિના ચક્કરમાં ફસાયલા મુસાફિર ! ઉભો રહે, જરા થોભ અને શાન્તિથી વિચાર કર કે–તારો જન્મ શા માટે છે ? તારો જન્મ ગરીબોનાં રક્ત પીવા માટે છે ? વ્યાજ અને ચક્રવૃદ્ધિ વ્યાજમાં વિલાસી બંગલા બંધાવાને માટે છે ? અનીતિની જાળ પાથરી નીતિને દબાવવા માટે છે ? લક્ષ્મીના મદમાં મસ્ત બની અનેક અનર્થો ઉત્પન્ન કરવા માટે છે ? ધર્મોના–પંથોના ઝગડાઓ ઉત્પન્ન કરવા માટે છે ? ન્યાતના પટલીયા બની સૌનું ઓહીયાં કરવા માટે છે ? પંથાચાર્યોને દર વરસે ખંડણી ભરી સટ્ટાના વેપારમાંથી છપ્પન ભોગો કરી પાપથી મુક્ત થવા માટે છે ? કે પછી મનુષ્ય જન્મ કોઇ બીજા ધ્યેય ઉપર

રચાયલો છે ? જો, જો, તારી જીવન નૌકા કયી બાજુ તણાઇ જાય છે. તું જે જે કર્મ કરે છે તે તે કર્મ તારે ભોગવવાં પડે છે. જો, તું સારાં કર્મ કરતો થઇશ તો ઉત્તમ પુરૂષ બનીશ અને તારી જીવન શક્તિને નઠારાં કર્મોમાં દોરવીશ તો જરૂર તું પાપી અને દુરાચારી બનીશ. ભગવાન કૃષ્ણની ગીતા બંસરી જો, પડકાર આપી રહી છે.

"મનુષ્યે પોતાના મનવડે પોતાના આત્માનો ઉદ્ધાર કરવો પણ નાશ ન કરવો. કેમકે પોતાનું મન જ પોતાના આત્માનો બંધુ અને મન જ પોતાનો શત્રુ છે."

(ગી. ૬–૫)

તમે તમારા કર્મો મનની અજ્ઞાનતાથી ઉત્પન્ન કરો છો અને તે કર્મનાં પરિણામ ભોગવી સુખદુઃખ પણ ધારણ કરો છો.

(વ્યાખ્યાનની વચમાં ઓચીંતા જમાદાર વોરંટ લઇ મુખી, મતાદાર, મોઘાભાઇ, નરેરભાઈ, ડોકટર વિગેરે આવે છે)

જમાદાર—બસ કરો મહારાજ, ભાષણને. લ્યો આ વોરંટ. અમારા રાજ્યની ફોજદારી પીનલ કોડ કલમ ૩૧૯ ના આધારે સમાજમાં બખેડો ઉત્પન્ન કરવાના તહોમત ઉપર તમને તથા ખેમા ભગતને કલમ ૩૧૯ (क)ના આધારે બંડખોર સાધુને મદદ આપવા બદલ પરહેજ કરવામાં આવે છે.

ભગવાધારી—(એકદમ લોકો હો હો કરતા એકઠા થઇ જાય છે) જગતમાં એવું એક પણ તત્વ અસ્તિત્વમાં નથી

કે તે સચ્ચિદાનંદ–પરમાનંદ આત્માને પરહેજ કરી શકે! અને દેહ તો—

"ભલે દેહને પોટકાં ઉંચકાવો!
ભલે દેહને શૂળીએ તો ચઢાવો!
સમર્પી દીધી છે આ દેહ જગતને!
કરે ઉપયોગ સદા નિજ માટે!
જગત ચિદ્ શક્તિમાં ખેલી રહ્યો છું.
**चिदानंद रुपम शीवोहम शीवोहम**"

(લોકો ગરબડ કરે છે. શિવાભાઈ શાન્ત કરે છે)

**ખે**મો ભગત—અરે પણ જમાદાર સાહેબ! આ મહારાજે તે શો બખેડો ઉત્પન્ન કર્યો છે? અને બખેડો કર્યો હોય તો તમારા ગામના આગેવાનોએ કર્યો છે. ભલે, અમે જેલમાં આવીશું પણ યાદ રાખજો: સત્ય, તે સત્ય જ છે.

શિવાભાઇ—(વચમાં બોલી ઉઠે છે) અને કોની તાકાત છે કે ખેમા ભગત અને સ્વામીને પરહેજ કરી શકે! તમારા ઝેરી કાયદાઓએ અમારી સ્વતંત્રતાને હણી નાખી છે; અને હજી પણ એ કાતિલ છરી ગરીબ પ્રજા પર ચલાવે જ જાવ છો! ચલાવો! તમારા કાયદાની કાતિલ છરી અમારા શીર ઉપર ચલાવો! અને એ કાયદાને ઉત્તેજન આપનાર અમારા વડીલો, અમે પણ એ ભગવાધારી સાથે જેલમાં જવાને તૈયાર છીએ. (યુવકો તરફ ફરીને) મારા યુવક બંધુઓ! આજે ગાધનજાગ ગામમાં ધર્મ અધર્મના

યુદ્ધનું મંડાણ મંડાયું છે. અને હિરણ્યકશિપુ સમ આપણા વડીલો આપણી સામે ઉભા છે. એવે વખતે પ્રહ્લાદ સમા ભડવીર બની ધર્મના પક્ષે ઉભા રહી નીડરતાથી સત્યને ગજાવશો કે પછી અધર્મવાદી વડીલોના ભયથી ડરી તમે પણ અધર્મી બનશો? કહો! કહો! કયા તત્વને ગ્રહણ કરશો.

( એક સામટે સર્વ યુવકો ગર્જના કરે છે )

યુવકો—ધર્મ! ધર્મ! ધર્મ!

(ભગવાધારી બોલવા જાય છે. જમાદાર વચ્ચે અટકાવ કરતો.)

જમાદાર—બંધ કરો, તમારા ભાષણને અને ચાલો અમારી સાથે થાણામાં.

યુવકો—અમે સર્વે થાણામાં આવવા તૈયાર છીએ.

**મોઘાભાઇ**—અલ્યા જુવાનીયાઓ! તમારાં મગજ ફાટી ગયાં કે શું? એક સાધુડાનો પક્ષ કરી તમે પણ મરવા માગો છો કે શું? મુર્ખાઓ! માબાપને શા માટે રડાવો છો?

**નરેરભાઇ**—એ તો પેલો છોટાભાઇનો શીવો બધી હરીઓ કરે છે. એણે તો બધાં છોકરાંને ફટાવી દીધાં છે. જેમ આવે તેમ માબાપની હાંમુ બોલતાં શીખવ્યાં છે. કોઇ ખાદીવાળો આવ્યો કે ખાદી પછવાડે લાગ્યો અને આજે વળી ભગવાધારી હાથમાં આવ્યો એટલે ધરમ, ધરમ કહીને જુવાનીયાને ચડાવ્યા છે. શું કરીએ! બાપ બોળ્યું છોકરા પાકયા તે!

**શિવાભાઇ**—સત્ય છે, નરેરકાકા, તમારા પુત્રો પાપી

બને: વડીલોના કાવાદાવામાં હાજી હા ભણે! અને બીજાઓનું પણ સત્યાનાશ વાળીને આપણાં પોતાનાં ઘર ભરે ત્યારે તમારા પુત્રો સપુત કહેવાય; અને અમે તો બાપબોળું. હા, અમે બાપબોળુ જ છીએ. અને આજે વડીલોના પાપને બાળવાને તૈયાર થયા છીએ. અને એ નિશ્ચય ઉપર આવ્યા છીએ કે:–અમારા વડીલોના પાપોને હવે જ્ઞાન અગ્નિથી બાળી દેવા, અને તે માટે આજે અમે સર્વ તમારાં ઘોર પાતકોને જલાવવા જેલ તો શું પણ ફાંસીની લાકડીએ લટકવા આતુર છીએ. અને મોવાકાકા, જોઇ લ્યો, ગઇ કાલની દારૂની પ્યાલીની મજા! જેવો ભગવાધારીનો ઝંડો દારૂની પ્યાલીએ જલાવ્યો તેવો તમારા પાપનો ઝંડો જ્ઞાનની પ્યાલીથી હવે જલાવાશે! માફ કરજો, હું તો બાળક છું! પરંતુ બાળકને પણ સત્ય ઝીલવાનો હક્ક છે.

મુખી—જવા દો એ ટાયલાંને! આ મોટા ગામમાં ડાહ્યા પાક્યા! પાપ–પાપ–પાપ કરતા આવ્યા! જમાદાર! એ બન્ને ને પરહેજ કરી થાણામાં લેઇ ચાલો.

(જમાદાર ખેમા ભગત તથા ભગવાધારીને પરહેજ કરવા જાય છે)

શિવાભાઇ—ખબરદાર જમાદાર! જો સ્પર્શ કર્યો તો. અમે બદમાસ–ચોર નથી. એ સર્વ નાટક બદમાસોની પાસે કરજો! ચાલો અમે સર્વે થાણામાં આવીએ છીએ. અને જોઇએ છીએ કે તમારી સરકાર શું કરે છે?

સર્વે—ચાલો જમાદાર ! અમે સર્વે તમારી સાથે જ આવીએ છીએ,

શિવાભાઇ—પધારો, સ્વામીજી !

**મો**ઘાબઇ—અલ્યા ! તમારૂ આવી બન્યું છે કે શું ? વગર મોતે મરી જશો.

**મો**હનભાઇ—મરવા તૈયાર છીએ, મોઘાકાકા.

(સર્વે ચાલે છે)

**એ**મો ભગત—બોલો, બોલો, માધવબાગનો આજે દિવાળીનો દિવસ છે.

**ભજન**

જે દુઃખ થાય તે થાજો; પ્યારાકૃષ્ણને ભજતાં;
પંડ પડે તો પડવા દેજો, જીવ જાયે જાવા દેજો—
પ્યારા ! કૃષ્ણને

ઉંચા બાંધી તળે અગ્નિ પ્રજાળે. માર મુસળ કેરા ખાજો—
પ્યારા ! કૃષ્ણને

લોક નિંદે તેને નિંદવા દેજો, રાજા દંડે તો દંડાજો—
પ્યારા ! કૃષ્ણને ભજતાં

(થાણા તરફ જાય છે. સર્વ લોકો ભજન બોલતા બોલતા આનંદમાં જાય .છે. કેટલાક માણસો અજાયબ પામતા દેખાય છે. કેટલાક વાતો કરતા જણાય છે.)

---

# અંક ૨ બીજો

## પ્રવેશ ૩ જો

સ્થળ:—દામોદર શેઠનો બંગલો અને બાગ

વખત:—સવારના નવ વાગે

(બે દિવસથી દામોદર શેઠ, સુન્દર તથા માધવ પરગામ ગએલા તે હમણાં જ આઠની ગાડીમાં આવી બાગમાં હવા ખાવા માટે ત્રણ ખુરસીઓ નાંખી બેઠા છે. નોકર ચા લઇ આવે છે. બધા ચા પીએ છે.)

**ભીમો**—બાપુ! તમે તો બે દહાડા પરગામ ગયા પણ ગામમાં તો જોવા જેવું થયું છે!

**સુન્દર**—શું બન્યું છે ભીમા?

**ભીમો**—શી વાત કરૂં સુન્દરભાઇ! પેલા ભગવાધારીને તથા ખેમા ભગતને પોલીસે પકડીને થાણામાં પૂર્યા છે. અને શિવાભાઈ સાથે ત્રીસેક જુવાનીયાઓ પણ રાતના સાધુની સાથે થાણામાં બેઠા છે.

**દામોદર**—(આશ્ચર્ય પામતા) હેં! જુવાનીયા શામાટે બેઠા છે?

**ભીમો**—સાધુ તથા ખેમા ભગતનો પક્ષ લઇને.

**સુન્દર**—આમાં ખરૂં રહસ્ય સમજાતું નથી. ચાલ, માધવ થાણામાં જઇને ખરી હકીકત મેળવીએ. (ઉઠે છે)

**દામોદર**—સુન્દર! સરકારના કામમાં પડવાનું આપણું કામ નહિ, પોલીસને કંઇ વ્હેમ આવ્યો હશે, ત્યારે જ

પકડ્યા હશે ને! અને સુન્દર! સાધુને તે આવી ધમાલ શી? જોને આપણે ત્યાં ઘણાય સાધુઓ આવે છે પણ બીચારા સદાવ્રત લીધું કે ચાલતા થયા. અને આતો મોટો ભગવાધારી, મોટો કલ્યાણ કરવા નીકળ્યો છે તે! આપણે ના જઈએ, આપણે તો તમાસા દેખીએ.

સુન્દર—ત્યારે શું બાપુ! અસત્ય કાર્યોને મદદ દઈએ. અશાન્તિ અને અધર્મના કાર્યોને વધાવીએ, અને ધર્મનો નાશ કરી અધર્મી વૈભવોમાં આનંદ કરીએ, બાપુ! આપણા વૈષ્ણવ ધર્મનો શું એ ઉપદેશ છે? અને એવો જો સ્વાર્થસાધક ઉપદેશ વૈષ્ણવ ધર્મ દેતો હોય તો તે ધર્મને શું ગ્રહણ કરવા યોગ્ય છે? બાપુ, આપણા પુષ્ટિ માર્ગના આચાર્યોની નીચી ભાવનાઓએ આપણા સત્યસ્વરૂપ આત્માને અસત્યોમાં જકડી દીધો, અને નિર્બળ અને બાયલા બનાવ્યા. રાસલીલાઓના ગરબા ગાતા કર્યા. ધર્મતત્વ દબાઇ ગયું અને ધર્માચાર્યોની સ્વાર્થી ભાવનાઓનું સામ્રાજ્ય થયું. જુઓ; બાપુ! મહાન વૈષ્ણવ ભક્ત નરસિંહ મહેતા શું કહે છે?

(સુન્દર આનંદમાં આવી ગાય છે)

વૈષ્ણવ જન તો તેને કહીયે, જે પીડ પરાઈ જાણે રે;<br>
પરદુઃખે ઉપકાર કરે તોયે, ઉર અભિમાન ન આણે રે.

દામોદર—સુન્દર! તું તો જનમનો હઠીલો છોકરો! સારા ખોટામાં સમજે જ નહિ ઉલટો શીખામણ દેવા તૈયાર થાય. તને એક વખત કહ્યું કે ત્યાં આપણું કામ નહિ છતાં તારી હઠ જબરી? હવે અમારે તને શું કહેવું? તું મોટો જોટો થયો.

**સુન્દર**—બાપુ? એ ભગવાધારીને તમે જોયો છે? બે દિવસ ઉપર શું બન્યું છે તે તમે જાણો છો? સાંભળો બાપુ, બે દિવસ ઉપર તલાવની ધર્મશાળા પાસે ભગવાધારી સાધુ બેઠા હતા. ત્યાં મોઘાકાકા દારૂમાં મસ્ત બની આવ્યા, સાધુનો તિરસ્કાર કર્યો, ઝંડો, ઝોળી જલાવી દીધી. અને ભગવાન કૃષ્ણની ગીતા બાળવા તૈયાર થયા એટલામાં હું અને માધવ જઇ પહોંચ્યા. અમે ગયા પછી મોઘાકાકા બેભાન બન્યા. પછી શિવાભાઇ સાથે એમને ઘેર પહોંચતા કરાવ્યા. બાપુ, જુઓ! આપણા માધવબાગના આગેવાનોનો ન્યાય! પાછો એ સાધુને ફસાવવા આ નવીન પ્રપંચ રચાયો. ચાલ, માધવ! વાતોએ વડાં ન થાય. થાણામાં જઇ સર્વને છોડાવી લાવીએ.

**માધવ**—સુન્દર! તારા ગ્રામ્ય જીવનની આ સુન્દરતા કે? તું તો ગ્રામ્ય જીવનની બહુ પ્રસંશા કરતો અને આ આપણે શું અનુભવીએ છીએ?

**સુન્દર**—માધવ! વર્તમાન યુગનું ગ્રામ્ય જીવન એ નારકી જીવન બન્યું છે, અને જો, નર્કમાં સડતા જીવો કેવો ઉલ્કાપાત ગજાવી મૂકે છે? ચાલ, માધવ.

(સુન્દર તથા માધવ જાય છે)

**દામોદર**—(સુન્દરને જતો દેખી) જોયું. આજકાલનાં ભણેલાં છોકરાં, જરા અંગરેજી ભણ્યાં કે માબાપને ઢેમ કહેવા તૈયાર થયાં, શું કરે! એકના એક છોકરાને શું કહેવું.

(વિચારમાં પડે છે એટલામાં મુખી, મતાદાર, મોઘાભાઇ, નરેરભાઇ વિગેરે આવે છે.)

**દામોદર**—આવો, આવો, બેસો આ બાંકડા પર.

મતાદાર—શેઠજી, ક્યારે પધાર્યા ?

**દામોદર**—આ ગાડીમાં જ આવ્યો, નરેરભાઈ! સાધુનું વળી શું જાગ્યું છે ? ખોળી બાળોને !

મુખી—શેઠજી, અમે પાયો તો સારો રચ્યો હતો, પણ ધારણાથી વિરૂદ્ધ થઇ ગયું. પેલા ખેમલાની ચરબી ઉતારવા માટે તો બાજી રચી પણ બાજીનું મોટું સ્વરૂપ બની ગયું, જમાદાર પણ ગભરાઇ ગયો છે. ત્રીસેક છોકરાઓ રાતના પોલીસ થાણામાં બેઠા છે. આતો આબરૂ જવાનો પ્રસંગ આવ્યો છે.

**મોઘાભાઇ**—આતો "ઘરનો કુટયો ગામ બાળે" એવો પ્રસંગ આવ્યો છે. આપણાં જ છોકરાં આપણી સામે થયાં છે એટલે કશું સૂઝતું નથી, પણ સુન્દરભાઇ આવ્યા છે કે નહિ ?

**દામોદર**—હા, સુન્દર પણ થાણા તરફ દોડી ગયો છે.

**મોઘાભાઇ**—નરેરભાઇ, હવે તો મરવાની ઘાંટી, જો પોકળ ખુલ્લું પડયું અને સરકારમાં જાહેર થયું તો આપણા તો રામજ રમી જશે; પૈસાનું પાણી થશે. આબરૂની આબરૂ જશે, અને દુનીયાને મોંઢું પણ બતાવાશે નહિ.

મતાદાર—જો, સુન્દરભાઇ ના આવ્યા હોત તો તો કંઇ રસ્તો નીકળત, પણ એતો અંગરેજી ભણેલા કાયદાના જાણકાર એટલે જમાદારે ય શું કરે !

**દામોદર**—પણ મારા સુન્દરને છે શું ?

**નરેરભાઇ**—કેમ છે શું? હાલનાં છોકરાંને જરા અંગ્રેજી ભણાવ્યાં એટલે બસ સાહેબ બની ગયા! અમારા ગામના કામમાં સુન્દરભાઇને પડવાનું શું કારણ? તે વળી એ દોડયા ગયા છે?

**દામોદર**—સાઈ, મારૂં કહેવું ના માન્યું અને ચાલ્યો ગયો. નરેરભાઈ! એ મોટા જોટા છોકરાને તે હવે શું કહેવું ?

મુખી—દામોદરકાકા, ઘાંટી એવી આવી છે કે એ લોકોને છોડાયે નહિ અને વીરપુર કેસ કમીટ પણ ન થાય. અભણુને તો કૂવામાં નાખીએ પણ ભણેલાને ?

**દામોદર**—(વિચાર કરી) ખોટું તો ખોટું પણ કરતાં ના આવડયું. વચ્ચે સાધુને તે શું કરવા લીધો ? હશે! થઇ ગયું તે ના થવાનું નથી પણ કંઇ રસ્તો નીકળે તો સારૂં !

**મોઘાભાઇ**—શો રસ્તો કાઢીએ ? ચારે બાજુની વાડો બંધ થઈ છે.

(એવામાં જમાદાર તરફથી રાવણીયો આવે છે)

રાવણીયો—(પ્રવેશી) ચાલો, બધાંને જમાદાર હમણાંને હમણાં થાણામાં બોલાવે છે.

**મોઘાભાઇ**—ચાલો ત્યારે, કંઇ કરવું પડશે ને? આપણે લીધે જમાદારને શૂળી.

**દામોદર**—મારી જરૂર પડે તો મને બોલાવજો હું સેવા પુંજા કરી લઉં.

સર્વે—હા. ચાલો ત્યારે, શેઠજી. જેશ્રીગોપાળ !

(સર્વ જાય છે. દામોદર પણ બંગલે જાય છે)

(નેપથ્યમાં સંભળાય છે)

છાનાં રહેના પાપકર્મો, પ્રગટ એક દિન થાય છે;<br>
પાપ કુંભ ફૂટી જતાં, આખર જન પસ્તાય છે.

---

# અંક ૨ બીજો

## પ્રવેશ ૪ ચોથો

સ્થળ:—માધવબાગનું પોલીસ થાણું

(પોલીસ થાણાના મેદાન આગળ ગામ લોકોનું ટોળું ઉભું છે. માધવબાગ ગામ આજે ચકડોળે ચડયું છે. જ્યાં ત્યાં એની એજ વાર્તા ચર્ચાય છે. થાણામાં વચ્ચે ભગવાધારી આસન લગાવી બેઠા છે તથા બેમા ભગત, શિવાભાઇ વીગેરે ત્રીસેક યુવકો આજુબાજુ બેઠા છે,)

**બેમા** ભગત—(ભજન ગાય છે, સર્વ યુવકો તે પ્રમાણે બોલે છે. પોલીસ થાણામાં ભજનનો ગર્જનાનાદ થઇ રહ્યો છે.

હરિનો મારગ છે શૂરાનો, નહિં કાયરનું કામ જોને;
પ્રથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુતવીત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગળે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જવાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતામાતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દંન નરખે જોને.

(ભજન પુરૂં થયા પછી સૌ શાન્ત રહે છે)

ભગવાધારી—ૐ! ૐ! ૐ! (મંત્ર જપતાં)

"હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને"

ઈશ્વરનો સત્યનો રસ્તો બહાદુર-વીર પુરૂષોનો છે નહિ કે કાયર-બાયલાઓનો છે.

"પ્રથમ પહેલું મસ્તક મૂકી વળતી લેવું નામ જોને."

એ ઇશ્વરના સત્ય પંથે જે ગમન કરે છે, અસત્ય કામનાઓનો સંહાર કરવા જે તત્પર થાય છે તેને પ્રથમ પોતાનું મસ્તક યાને દેહ અર્પણ કરવી પડે છે. અને ઇશ્વરની સત્યની ઉપર મહાન આપત્તિઓ સહન કરી વિજયઘોષ ગજાવનાર ભક્તરાજ પ્રલ્હાદનું જીવન ચરિત્ર સમજીએ; પ્રલ્હાદ મહાન સત્યવાદી હતો: સત્ય બોલવાના સંબંધમાં તે એટલો બધો દૃઢ હતો કે ગમે તેવી આપત્તિઓના સકંજામાં સપડાવા છતાં પણ તેણે સત્યનો ત્યાગ ન કર્યો.

સીપાઇ—મહારાજ! તમારા ડહાપણને બંધ રાખો! થાણામાં તોફાન ન મચાવો.

શિવાભાઇ—કેમ! તમારૂં શું જાય છે? (ક્રોધીત બને છે)

ભગવાધારી—શાન્ત હો. ૐ! ૐ!! ૐ!!!

(એવામાં સુન્દર તથા માધવ આવે છે)

શિવાભાઇ—કેમ સુન્દરભાઇ, આવી પહોંચ્યા? ગામડાના ધર્મ અધર્મના ચક્કરમાં તમે પણ ફસાયા?

સુન્દભાઇ—ધન્ય શિવાભાઇ! ધન્ય છે તમને અને બીજા યુવકોને. આત્મ સ્વાતંત્ર્ય આવી રીતે જ ખીલવી શકાય! અને જ્યારે આપણા યુવકો વ્યક્તિ-આત્મ સ્વાતંત્ર્યને ઓળખતા થઇ નીડરતા જાહેર કરેશે ત્યારે જ કંઇક આપણી

ઉન્નતિની ઝાંખી દેખાશે! (ભગવાધારી તરફ જોઇને) નમો નારાયણ! સ્વામીજી! ખેમા ભગત! જે શ્રીકૃષ્ણ!

**ખે**મા ભગત—જે શ્રીકૃષ્ણ ભા, જે શ્રીકૃષ્ણ સુન્દરભાઇ, પરગામથી ક્યારે પધાર્યા?

**સુ**ન્દર—હમણાં જ આવ્યો! ભગતજી! અને થાણાની વાત સાંભળી એટલે આપની સેવામાં દોડી આવ્યો, ભગતજી! જોયું! જગત અને ભગતને વેર તે આનું નામ.

**ખે**મા ભગત—મારો દિનદયાળ કદી ખોટું તો કરે જ નહિ! સુન્દરભાઇ! ભુડું થાય છે તે હારૂ થવા માટે થાય છે. 'પ્રભુને ગમે તે સમે સૌ સહેવું, સદા રાજી રાજી હૃદયમાં રહેવું.'

ભગવાધારી—સુન્દર! જો આ માધવબાગ ગામની દશા! (વિચાર કરી) પણ, સુન્દર! નીડરતા એ સત્યની દિવ્યશક્તિ છે; અને દૈવી મનુષ્યો નીડરતાની દિવ્યશક્તિથી આસુરી શક્તિને હણી દૈવી રાજ્ય સ્થાપન કરે છે. અને તારો જન્મ એ દૈવી રાજ્ય સ્થાપન કરવા માટે છે. સુન્દર એ મહા વ્રતને ધારણ કર કે માધવબાગ ગામમાં દૈવી રાજ્ય સ્થાપન કરવું. નારકી જીવનને સ્વર્ગીય જીવન બનાવવું! એ સર્વ શક્તિ આપણા પોતાના આત્મામાં છે માત્ર એ આત્મ–શક્તિને દૃઢતા અને નિશ્ચય દ્વારા સ્થિર કરવાની જરૂર છે. પ્યારા યુવકો! તમે પણ એ નિશ્ચય વ્રતને ધારણ કરો. માધવબાગ ગામની આસુરી શક્તિનો સંહાર કરી દૈવી રાજ્ય સ્થાપન કરવા કટીબદ્ધ બનો! ૐ! ૐ!! ૐ!!!

(સર્વ શાન્ત છે એવામાં જમાદાર આવે છે)

જમાદાર—પધારીએ શેઠ સાહેબ! આપ કયારના

પધાર્યા છો ? જા, અહ્યા ખુરશીઓ લાવ.

સુન્દર—ના, અમે નીચે બેસીશું, જમાદાર સાહેબ! વોરંટ કયાં છે ?

જમાદાર—તમારે વોરંટની શી જરૂર છે? પોલીસના કામમાં દખલ કરવાની તમને શી ફરજ છે ?

(સર્વે લોકો શાન્ત થઇ સાંભળે છે)

સુન્દર—આસુરી રાજ્યને હઠાવી દૈવી રાજ્ય સ્થાપન કરવું એ અમારો જીવન ધ્યેય છે. અને આ ગામ આસુરી વાસનાઓથી ભરેલું છે. હવે તે આસુરી વાસનાઓનો અંતિમ સમય છે સમજ્યા ? જમાદાર સાહેબ! હવે મહેરબાની સાથે વોરંટ બતાવો.

જમાદાર—(સ્વગત) જો, કદાચ વોરંટનું પોકળ પકડાઇ ગયું તો તો–જમાદાર–ઘેર રોટલા ખાતા થવાના. અને બીજાઓને જેલમાં મોકલનાર જમાદાર પોતેજ જેલની હવા ખાવાના. હશે ! ફીકર નહિ ! (પ્રાગટ્ય) (ગજવામાંથી વોરંટ કાઢી) લ્યો શેઠજી, આ વોરંટ.

સુન્દર—(વોરંટ વાંચી રહ્યા પછી) આપણા રાજ્યના ફોજદારી પીનલકોડ કલમ ૩૧૯ ના આધારે સ્વામીને અને કલમ ૩૧૯ (क) ના આધારે બેમા ભગતને એમ બે કલમો લાગુ કરી પકડવામાં આવ્યા છે. ઠીક, માધવ! આની નકલ કરી વીરપુર પોલીસ ઇન્સ્પેકટરને તાર કરીએ અને કયા બળવાખોર શબ્દોથી સ્વામીને પકડવામાં આવ્યા છે તે શબ્દોની પણ નકલ મંગાવીએ કેમ! (સુન્દર માધવને વોરંટ આપે છે. માધવ ઝપાટામાં વોરંટની નકલ કરી લે છે.)

જમાદાર—(વચમાં) પણ શેઠજી! એની નકલ કરવાની તમને સત્તા નથી.

સુન્દર—ભલે! સત્તા નથી કે છે તે હવે જણાશે. જા, માધવ સ્ટેશન ઉપર અને સ્પેશીયલ તાર કરી પોલીસ ઇન્સ્પેકટરને બોલાવ. (માધવ ઉઠે છે)

જમાદાર—(માધવને અટકાવી) શેઠજી, ધીરજ ખમો. મુખી મતાદારને આવવા દો.

(એવામાં મુખી, મતાદાર, મોઘાભાઇ, નરેરભાઇ વિગેરે આવે છે)

જમાદાર—આવો–આવો!

મુખી—સુન્દરભાઇ! તમારે અમારા ગામના ઝગડામાં પડવાનું કામ નહિ. જાવ, તમને દામોદરકાકા બોલાવે છે.

સુન્દર—આજે ગામ પંચોની પંચાયત જોવાને આવ્યો છું. અને હમણાં તારથી પોલીસ ઇન્સ્પેકટરને બોલાવું છું. ત્યાં પંચાયતી પેચ લડાવજો.

નરેરભાઇ—પણ સુન્દરભાઇ! અહીં પોલીસ ઇન્સ્પેકટરનું શું કામ છે? આતો અમારો ગામ ઝગડો છે.

શિવાભાઈ—નરેરકાકા! આજે પાપનો ઘડો ફૂટયો છે. ઘણા દિવસનાં એકઠાં થયેલાં પાપો આજે ઓચીંતાં ઉભરાઇ ગયાં છે. એ તો ગરીબો ઉપર રાજ્ય થાય: નરેરકાકા! સરકાર આગળ તો ગરીબ ગાયો જેવા.

પ્રેમા ભગત—હું તો આ બધું હાંભરીને દંગ જ બની ગયો છું. ઓ પ્રભુ! દયા કર! દયા કર! મોઘાભાઇ! તમે અમને લૂંટવામાં કયાં બાકી રાખ્યું છે? અમને લૂંટી લૂંટીને તો બંગલા ઉઠાવ્યા. એ બધું પાપ એકઠું થયું.

જોયું, "મીયાં લૂંટે મુંઠે તો ખુદા લૂંટે ઉંટે" હરિઃ હરિઃ એ કંઇ સમજો! નરેરભાઇ! (લોકો ગરબડ કરે છે)

**ખેમો**—શાન્ત થાવ! શાન્ત થાવ! મારા બાપલીયા! શાન્ત થાવ! બોલો કૃષ્ણચન્દ્ર દેવની જે.

(સર્વ લોકો જયની ગર્જના ગજાવી મૂકે છે)

**સુન્દરભાઇ**—મોઘાકાકા! જુઓઃ આ તમારી દારૂની પ્યાલીનું તોફાન! ભગવાધારી તથા ખેમા ભગત ઉપર પોલીસ ઈન્સ્પેકટરની સહીનું ફોજદારી પીનલ કોડ કલમ ૩૧૯ તથા ૩૧૯ (क) ના આધારે પરહેજ કરી થાણામાં બેસાડયા, અને તેમની સાથે બીજા ત્રીસેક મનુષ્યો રાતભર બેસી રહ્યા! મોઘાકાકા! હું જાણું છું ત્યાં સુધી તો આ સહી પોલીસ ઈન્સ્પેકટરની નથીઃ કારણ પોલીસ ઈન્સ્પેકટરનો છોકરો મારા કલાસમાં અભ્યાસ કરે છે અને અમે બન્ને મિત્રો છીએ. વીરપુરમાં મારે દરરોજ પોલીસ ઇન્સ્પેકટરને ત્યાં જવાનું થાય છે. અને એનો સ્પષ્ટ ખુલાસો કરવાને વીરપુર તાર કરી પોલીસ ઇન્સ્પેકટરને બોલાવીએ છીએ.

મતાદાર—સુન્દરભાઇ! ગામના વિરૂદ્ધ જવામાં સાર નથી. અમે તમને હવે ચોખ્ખું કહીએ છીએ.

**શિવાભાઈ**—હવે ચોખ્ખું જ થવા બેઠું છે! મોઘાકાકા!

**ખેમા ભગત**—હદ થઇ! પ્રભુ, હદ થઈ. પાપ તો મોભારે ચડીને પણ બોલે'....

**સુન્દર**—માધવ! વોરંટની નકલ તારમાં મોકલાવી પોલીસ ઇન્સ્પેકટર સાંજની ગાડીમાં જલ્દી આવી પહોંચે એવો સ્પેશીયલ તાર કરી આવ.

**માધવ**—હા, "ધર્મના કાર્યમાં ઢીલ શી" પાપી મનુષ્યનો સંહાર કરવામાં જરાયે પાપ નથી. દુર્જન મનુષ્યને તો બરાબર બતાવી આપવું જોઇએ. જોને, સુન્દર. સત્યનું પ્રકાશ થવા છતાં પણ આ દુર્જન મનુષ્યો હજી પણ સત્યને ક્યાં ઓળખે છે ? એમને તો હવે જેલ યાત્રાનાં દર્શન કરાવવાં જોઇએ. ઠીક, હું જલ્દી જઇ તાર કરી આવું છું. (માધવ તાર કરવા જાય છે અને સામેથી દામોદર સાથે આવે છે)

**દામોદર**—ક્યાં દોડયો જાય છે ? માધવ, પાછો ફર. અહિં વળી તાર અને પોલીસ ઇન્સ્પેકટર શા ?

સર્વે—(દામોદર શેઠને આવતાં દેખી) આવો શેઠજી !

(માધવ પાછો ફરે છે)

**દામોદર**—(ક્રોધીત થતા) સુન્દર ચાલ ઘેર ! આપણે આ તોફાન શું. બધા પડશે એંસી હાથના ધરામાં. આપણે ગામ વિરૂદ્ધ જવાનું શું કારણુ ? પારકી પીડાથી આપણે જલઇ મરવું ! ચાલ, એ વારંટફારંટને ફેંકી દે.

**સુન્દર**—બાપુ ! તમને કોણે બોલાવ્યા ? આજે માધવબાગના આગેવાન પુરૂષનાં પાપ ઉઘાડાં થયાં છે. અને તે પાપોને જલાવવા અમે અગ્નિ સળગાવીએ છીએ. બાપુ ! આવો, સાથે સાથે આપણા પોતાના પાપોને પણ જલાવી દઇ પવિત્ર બનીએ.

**દામોદર**—સુન્દર ! આ ભગવાધારીને દેખીને તો તું ગાંડો જ બન્યો છે ! પણ બેટા ! હું વૃદ્ધ થયો. એ વૃદ્ધ પિતાની આબરૂની ખાતર પણ આ તોફાનને છોડી દે. તું ભણ્યો, ગણ્યો, ડાહ્યો થયો અને છેવટે એ ભણતરનો

માબાપને દુઃખ દેવા માટે ઉપયોગ કર્યો ? સુન્દર ! ડાહ્યા છોકરાએ માબાપનું કહેવું માનવું જોઈએ.

સુન્દર—બાપુ ! આપના વચનને શિરશ્યાવંદ્ય ગણવું એ મારો પરમ ધર્મ છે. પણ જુઓ આપણો વૈષ્ણવ ભકત પ્રલ્હાદ ! તેનો પિતા હિરણ્યકશિપુ જ્યારે પ્રલ્હાદને ઇશ્વર–સત્યને પૂજતો દેખે છે ;ત્યારે હિરણ્યકશિપુ પ્રલ્હાદને કહે છે કે–અરે બેવકૂફ પ્રલ્હાદ ! તું જે વિષ્ણુંની પૂંજા કરે છે તે વિષ્ણું તો હું છું. મારા વિના વળી જગતમાં બીજો વિષ્ણું કોણ છે ? ત્યારે નીડરતાથી પ્રલ્હાદ જવાબ આપે છે કે–પિતાજી. જળમાં, સ્થળમાં અને સચરાચરમાં મારામાં અને તમારામાં પણ એ વિષ્ણું વ્યાપી રહેલો છે. પ્રલ્હાદનાં વચન સાંભળી હિરણ્યકશિપુ ક્રોધિત બને છે અને પ્રલ્હાદને હાથીને પગે બંધાવે છે. ભયંકર ઝેરી ભુજંગો તેના દેહ પર છોડી મૂકાવે છે તો પણ નીડર પ્રલ્હાદ સત્યથી જરા પણ ડગતો નથી. બાપુ ! મનુષ્ય જન્મ સત્યની શોધ માટે છે. સત્યની પૂજા કરી સત્યવાદી બનવા માટે છે.

શિવાભાઈ—દામોદરકાકા ! ક્ષમા કરજો. બાળકની તો ભૂલ હોય જ. આપની દૃષ્ટિએ જો અમારી ભૂલ થતી હોય તો એટલી ઉદારતા બતાવજો. વચમાં પડી અધર્મને ઉત્તેજન ના આપશો. હવે પાપનો ઘડો ફૂટયો છે. માધવબાગ ગામનો સૂર્યોદય થવાની તૈયારી છે. સૂર્યોદય થતાં તિમિરતાનો નાશ થશે.

દામોદર—આ હઠે ચઢેલા છોકરા માનવાના નથી. મોઘાભાઇ આતો જમાનોજ ફરી ગયો.

ખેમા ભગત—શેઠજી ! ગરીબોનાં ગળાં કાપી બહુ

મીલકત એકઠી કરી છે. તમારાં વ્યાજ ભરી ભરીને તો અમારી કાંધો રહી ગઇ છે. હવે એ બધું પાપ ફુટી નીકળ્યું છે. મારો પ્રભુ જે કરે છે તે સાચું જ કરે છે.

સુન્દર—ખેમા ભગત! ગરીબોની બુમ પ્રભુ વ્હેલો સાંભળે છે.—તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય,

આજે ગરીબોની બુમ સાંભળી પ્રભુ આપણી વ્હારે દોડી આવ્યો છે અને આપણાં પાપો બાળવાને ઉપદેશ આપી રહ્યો છે. પૂજ્ય વડીલો! હું આપની આગળ બાળક છું. મારો ધર્મ ઉપદેશ આપવાનો નથી પણ હાથ જોડીને નમ્રતાથી વિનંતિ કરવાનો છે. હું આપ સર્વને હસ્ત જોડી વિનંતિ કરૂં છું કે:—સત્ય જાહેર કરો! જે સત્ય હકીકત બની હોય તે રજુ કરો. આપના પાપો બાળવા સ્વામીજી ઉપદેશ આપી રહ્યા છે તે ઉપદેશ શ્રવણ કરો અને માધવબાગ ગામને આદર્શ ગામ બનાવવાને વ્રત ધારણ કરો.

(મુખી, મતાદાર, મોઘાભાઇ, નરેરભાઇ વિગેરે ગામના લોકો શાન્ત થઇ શ્રવણ કરતા બેઠા છે. માંહોમાંહે કેટલાક ગુપચુપ બોલતા પણ સંભળાય છે. ભગવાધારીનું વ્યાખ્યાન શરૂ થાય છે.)

ભગવાધારી—ૐ! ૐ!! ૐ!!!

વિશ્વતીરે મધુર સૂરે, બંસરી વાગી રહી;
અનુપમ ગીતાના જ્ઞાનના, સ્તોત્રો ભરી ગાજી રહી;
એ નાદના પડઘા હવે, તુજ જીવનમાં રેલાવજે;
દૃઢતા ને શુદ્ધ ચારિત્ર્યથી, સ્વતંત્રતામાં મ્હાલજે,
નિષ્કામ કરતો બંધ હણજે, પરમાનન્દે ખેલજે!
**हरि ॐ तत्सत् ॐ तत्सत् ॐ तत्सत् जापजे.**

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनु वर्तते ॥**

શ્રેષ્ટ પુરૂષો જે જે પ્રમાણે આચરણ કરે છે તે તે પ્રમાણે સામાન્ય સમાજ પણ કરે છે અને શ્રેષ્ટ પુરૂષો જે વાતને પ્રમાણ માને છે તે પ્રમાણે બીજા લોકો પણ તે જ પ્રમાણે વર્તે છે.” સમષ્ટિ જીવનનો આધાર શ્રેષ્ટ પુરૂષોના જીવન ઉપર છે. ગામના, કસ્બાના કે દેશના શ્રેષ્ટ પુરૂષો જો ઉત્તમ સદાચારી અને સાચા સ્વાર્થત્યાગી હોય તો ત્યાં વસનારા લોકો પણ તેવા જ આચાર વિચારના હોય છે. અને જે શ્રેષ્ટ પુરૂષો દુર્વ્યસની, દુરાચારી અને નીચી ભાવનાઓવાળા હોય તો ત્યાંના લોકો પણ તેવા જ દુરાચારી અને નીચી વૃત્તિના હોય છે. સમષ્ટિ જીવનની ઉન્નતિ અને અધોગતિ શ્રેષ્ટ પુરૂષોના આચાર વિચાર ઉપર હોય છે.

આજે આપણા શ્રેષ્ટ પુરૂષો ખાઉધરા અને પાખંડી બન્યા છે. ગરીબ અજ્ઞાન પ્રજા ઉપર સત્તા ચલાવી એ ગરીબ પ્રજાના પરસેવા વડે મોટા મોટા બંગલાઓ બંધાવી વિષયોમાં મસ્ત પડ્યા છે. પોતાની નીચ સ્વાર્થી ભાવનાઓ ફેલાવી, તેમની ભાવનાઓને નહિ અનુસરનારા સામે બંડ ઉઠાવી રહ્યા છે. અસત્યતાના પડદામાં સત્યનાં દર્શન કરાવી રહ્યા છે. અને :નીચી ભાવનાઓદ્વારા વ્યષ્ટિ તથા સમષ્ટિ જીવનને નીચી દશામાં નાખતા રહ્યા છે.

શ્રેષ્ટ પુરૂષો તેઓને કહી શકાય કેઃ—જેઓનામાં દયા હોય, સાચી ન્યાયશક્તિ હોય, સત્ અસત્‌ના વિચાર હોય અને પોતાનું જીવન ઉન્નત બનાવી બીજાઓને તેવો જ

ઉપદેશ આપી રહ્યા હોય! પ્રિયાત્માઓ! આજે તમારા પાપનાં પડળ ખુલી ગયાં છે. તમે જે ભાવના કરી જેવાં કાર્યો કરો છો તેવી ભાવના અને તેવાં ફળ પણ તમારે ભોગવવા તૈયાર રહેવું પડે છે. તમારી જીવન દિશા તમારી કામનાઓ-ભાવનાઓ ઉપર છે. તમે જેવી જેવી ભાવનાઓ ઘડો છો તેવા તેવા રૂપને તમે પામો છો!

ભગવાન કૃષ્ણચન્દ્રની બંસરી પોકારે છે:—

**मन एव मनुष्याणां कारणं बंध मोक्षयो:**

મન એ જ મોક્ષ અને બંધનું કારણ છે. તમે જ તમારી મનની ભાવનાથી અસત્ય બોલો છે અને તે જ ભાવના તમને સત્યવાદી બનાવે છે. અત્યારે તમે સ્વાર્થ અને પ્રપંચની ભાવનાઓથી ઘેરાયલા છો, તમારી રાક્ષસી સત્તા સમાજ ઉપર સ્થાપવા પ્રયત્ન કરી રહ્યા છો. પરંતુ યાદ રાખો:

“ જે વાવશે તેવું જ લણશે, કરશે તેવું પામશે;
કોચ બીજ વાવી કદી ના, આમ્રવૃક્ષ નીપજશે.
પરિણામ ઉતમ કાર્યનું, ઉત્તમ સદાયે આપશે;
બંધન બધાં છેદન કરી, પ્રભુ ભાવથી ભરી લાવશે. ”

આજે તમારા પાપનાં પડળ ખુલ્યાં છે. તમારી જ ઉત્પન્ન કરેલી ભાવનાઓ તમને બાંધી રહી છે. આ સર્વ અનીતિ અને પાપો કયા જીવન માટે કરો છો? બીજાઓનું અહિત સાધીને શું તમારૂં કલ્યાણ ઇચ્છો છો? પાપનાં પોટકાં બાંધીને શું ઉન્નત થવા માગો છો? ના, એ પાપનાં પોટકાં તમને નર્કના છેલ્લા પગથીએ પહોંચાડશે, ભલે: ક્ષણવાર માટે તાંડવ નૃત્ય નાચી લેશો પરંતુ પાપીઓ અને

અધર્મીઓને માટે તામીસ્ર નરકો તૈયાર જ રાખેલા છે. ઉઠો! પ્યારાઓ! સત્યને ગ્રહણ કરો, ભગવાન કૃષ્ણચન્દ્રનો એ ઉપદેશ છેઃ—"કદાપિ તું સર્વ પાપીઓ કરતાં પણ વધારે પાપી હોઇશ તોપણ જ્ઞાનરૂપી નૌકા વડે તે સર્વ પાપના સમુદ્રને તું સહજ વારમાં તરી જઇશ." (ગી. ૪. ૩૬)

જ્ઞાનને પામો! ભલે! તમે પાપી હશો તોપણ તે મહાપાપો જ્ઞાનરૂપી અગ્નિથી બળીને ભસ્મ થશે. મનુષ્ય જીવનનું સાર્થક કરો, અને જરા શાન્તિથી વિચારો કે—હું કોણ છું—અને મારો જન્મ શા માટે છે? ૐ! ૐ!! ૐ!!!

(ભગવાધારી શાન્ત થાય છે. સર્વ લોકો શાન્ત છે)

જમાદાર—ભાઇઓ! સત્ય છે કે આપણે ઉભાં કરેલાં કર્મો આપણને જ ભોગવવાનો સમય આવ્યો છે. આપણે પ્રપંચ જાળ રચી પરંતુ તે જ જાળમાં આપણે જ ફસાયા. સુન્દરભાઇ! આ પ્રપંચ ગામના પંચોની શીખામણથી મેં રચ્યો છે. અને એ જ પ્રપંચથી આજે મારી નોકરી જવાનો પ્રસંગ છે, જ્યારે માધવબાગ થાણામાં સ્વતંત્ર અમલદાર તરીકે મારી નિમનોક કરવામાં આવી ત્યારે અમારા સાહેબે મને બોલાવીને પોલીસ કર્તવ્યની રૂપરેખા સમજાવેલી અને કહેલું કે "પોલીસ મંડળ એટલે પ્રજા રક્ષક મંડળ, અને આપણું કર્તવ્ય અસત્યો, પાપો, દુરાચારો, અને દુર્વ્યસનોને પ્રજા જીવનમાં હઠાવવાનું છે. સત્યવાદીઓની રક્ષા કરી દુર્જનોને સંહાર કરવાનું છે. તેના પેટામાં જીવન નિર્વાહ જેટલું નિમનોક આપવામાં આવે છે તેમાં જ સંતોષ માનવાનો છે. લાંચ, રૂશ્વત અને પ્રપંચો એ પોલીસની નોંધમાં

ન હોવા જોઇએ." (ભગવાધારી તરફ ફરી હાથ જોડી) માહારાજ! આ કેસ આપના હાથમાં છે, મારો કે ઉગારો. ગમે તે સ્થિતિમાં મૂકો. હવે જીવન દોરી આપના હાથમાં છે.

(મુખી, મતાદાર, મોઘાભાઇ, નરેરભાઇ વિગરે
લોકો સ્તબ્ધ બને છે)

**ખે**મા ભગત—હરિ, હરિ, હરિ.

સ્વામીના વ્યાખ્યાનથી ગામ પંચોને લાગણી થાય છે. મોઘાભાઇ વિચારમાં તલ્લીન બન્યા છે. એકદમ વિચારમાંથી ઉઠી ભગવાધારીના ચર્ણમાં પડી...........

**મો**ઘાભાઇ—માફ કરો, મહારાજ! તમારા ચરણમાં છું. આ સર્વ પ્રપંચોનો ગુન્હેગાર હું છું મહારાજ! હું મહાપાપી છું. મારા પાપની સીમા નથી. અરે મેં પાપીએ આપને ન ઓળખ્યા! ઝંડો ઝોળી બાળી દીધાં! અને દારૂની દુષ્ટ પ્યાલીએ ગીતાને પણ સળગાવી. તેમ છતાં અમારાં પાપ ન અટકયાં! તે છેવટે આપને તથા ખેમા ભગતને ફસાવવા અમે આ પ્રપંચ જાળ રચી, તોપણ મહારાજ! 'સત્ય તે સત્ય જ છે' (સુન્દર તરફ ફરી) સુન્દરભાઇ! હવે મારો કે ઉગારો.

ભગવાધારી—શાન્ત હો! મોઘાભાઇ શાન્ત હો! જ્યાં સુધી મનુષ્યને સાચું જ્ઞાન હોતું નથી ત્યાં સુધી ગમે તેવાં કર્મો આચરે છે પરંતુ જ્યારથી સાચું જ્ઞાન થાય છે ત્યારથી તે મહાજ્ઞાની બને છે. મોઘાભાઈ! હવે પાપનો પશ્ચાતાપ કરો! અને ઉત્તમ મનુષ્ય તરિકેનું જીવન જીવવાનું વ્રત લો, અને આજથી પ્રતિજ્ઞા કરો કે:—

૧. દુર્વ્યસનોના પરિણામોનો અમને સંપૂર્ણ બદલો

મળેલો છે. હવે કદી પણ દારૂ તથા બીજા વ્યસની પદાર્થો-નો ઉપયોગ કરીશું નહિ.

૨. જીવનમાં અસત્ય વાતોને ઘુસવા દઇશું નહિ.

૩. કોઇની નિંદા; તિરસ્કાર કે દ્વેષ કરીશું નહિ.

૪. વ્યાજ, ચક્રવૃદ્ધિ વ્યાજના ભયંકર શબ્દોને હવે અમારી નોંધ પોથીમાંથી દૂર કરીશું અને કદિ પણ કોઇની પાસે વ્યાજ કે ચક્રવૃદ્ધિ વ્યાજ લઇશું નહિ.

૫. કદિ પણ જુઠું બોલીશું નહિ. અને કદાચ અસત્ય બોલવાનો પ્રસંગ ઉભો થશે તો અમે તેનાથી દૂર રહીશું. અથવા તો સત્ય જાહેર કરી જે દુઃખ આવશે તે સહન કરવા તૈયાર રહીશું.

૬. ધનવાન અને ગરીબ એ અભિમાની તત્વનો અમારા ગામમાંથી નાશ કરીશું, અને 'અમે સર્વે એક જ છીએ' એ અદ્વૈત તત્વનો સ્વીકાર કરી સર્વમાં પ્રેમ ભાવ ખીલવીશું.

૭. ધર્મના ઝગડાઓ ઉત્પન્ન કરી સમાજમાં દ્વેષ, ક્લેશ પ્રસારીશું નહિ. પરંતુ સર્વ જગતના સર્વ ધર્મોનું ધ્યેય ઇશ્વરમાં મળી જવાનું છે. માત્ર ભિન્ન ભિન્ન પંથોની રૂપરેખા ચીતરી ભિન્ન ભિન્ન પંથો-ધર્મો આપણી દૃષ્ટિએ પડે છે. ઇશ્વર-આત્મા એક છે અને તે સર્વ વ્યાપી છે એવું જ્ઞાન પામી સર્વમાં ઇશ્વરને જોતાં શીખીશું, અને એ ઇશ્વરની-જગતની સેવામાં સદૈવ તૈયાર રહીશું!

૮. માધવબાગની મધુરતાનો મધુર રસ જગતને ચખાડવા અમારો જન્મ છે! ગ્રામ્ય જીવનને મધુર અને સુન્દર બનાવ-વાનું અમારૂં કર્મ છે. એ જીવન મંત્રને અમે ધારણ કરીશું!

૯. ગ્રામ્ય જીવનને ખરી હાલતમાં મૂકનારાં તત્વ—દૂધની ડેરી, કુવાના પંપો, લોટ દળવાની ઘંટી, પરદેશી વસ્તુઓનો મોહ, ચાહની ભયંકર હોટલો. એ સર્વ તત્વોને આજથીજ માધવબાગમાંથી સમુદ્રપાર હાંકી મૂકવા પ્રતિજ્ઞા કરીશું!

૧૦. અને વાદી પ્રતિવાદીઓના કજીઆ વધારી કચેરીઓના અદ્‌ભુત ન્યાયને હવે તીલાંજલિ દેશું. ગ્રામ્યજીવનની એકતા—સમાનતાની સ્થિતિ જાળવવાને ગ્રામ્યપંચાયતને વ્યવસ્થિત ગોઠવી, ગામનું કેળવણી ખાતુ, દવા ખાતુ, ધર્મ પ્રચાર ખાતુ, ધર્મ સેવા મંડળ વિગેરે ખાતાંઓ સ્થાપી ગ્રામ્ય કારોબાર મંડળ દ્વારા ગ્રામ્ય જીવનની ઉન્નતિ સાધવા અમે તૈયાર રહીશું.

પ્રિયાત્માઓ! ઉપરની દશ પ્રતિજ્ઞાઓ દ્વારા આપણે માધવબાગની મધુરતા વધારવાની છે. માધવબાગની અધોગતિ અને ઉન્નતિ તમારા પોતાના બળ ઉપર છે. આ પ્રતિજ્ઞાઓ પ્રમાણે આજથી જીવન ગાળતા થાઓ એટલે જુઓ! બીજો સમાજ પણ તમારૂં સત્કાર્ય દેખી સત્કાર્ય કરવાને તૈયાર થશે, અને સમાજ તમારી તરફ પૂજ્ય દૃષ્ટિથી જોશે. વધાવી લ્યો! આ અપૂર્વ અવસરને વધાવી લ્યો. અને જગત પર વિજય મેળવી જીવન્મુક્ત સ્થિતિને પ્રાપ્ત કરો! હરિ ૐ! ૐ!! ૐ!!!

(જરાવાર સૌ શાન્ત થાય છે)

**મોઘાભાઇ**—(ઉભા થઇ) દૂધની ડેરીનો વેપાર આજથી હું બંધ કરૂં છું. અને મહારાજની દશ પ્રતિજ્ઞાઓને ધારણ કરી માધવબાગ ગ્રામના સર્વ ભાઇઓને આ પ્રતિજ્ઞાઓ

પાળવા વિનંતિ કરૂં છું. અત્યાર સુધી આપણે ગમે તેવા નાચ્યા કૂદયા. હવે સમજ્યા ત્યારે આગળ વધવું જોઇએ.

નરેરભાઇ—(મુખી મતાદાર વિગેરે) અમે સર્વે પણ મહારાજની પ્રતિજ્ઞાઓ પાળવા તૈયાર છીએ. અને અમે કરેલા ગુનાની માફી માગીએ છીએ અને સ્વામીજીને વિનંતિ કરીએ છીએ કે અમને ધર્મનું શિક્ષણ આપી સાચો ધર્મ બતાવી આ બધા આંધળાઓને સારે રસ્તે દોરે.

મુખી-મતાદાર—(સ્વામીને પગે લાગતા) મહારાજ' અમે તો બાળક છીએ. ક્ષમા કરજો.

શિવાભાઇ—(ઉમંગમાં આવી જઇ) આજે આપણા ગામના આગેવાનો ધર્મને ઓળખવા તૈયાર થયા છે. ધનભાગ્ય છે માધવબાગનાં !

સુન્દર—(દામોદર શેઠને) બાપુ ! તમે કેમ શાન્ત છો! આપણે પણ પાપનો પ્રશ્ચાતાપ કરી લેવો જોઇએ. ગરીબોના વ્યાજોને હવે અટકાવી દેવાં જોઇએ.

મોધાભાઇ—દામોદર શેઠ ! તમે કેમ શુનસુન થઇ ગયા છો ? રાસવીહારીલાલ મહારાજ પાંચ હજાર ઉઘરાવી ગયા બોલો ! શું બોધ બતાવી ગયા ! એ તો ઉલટા કહેતા કે ગરીબોને પીડો, અનીતિ, અધર્મથી લક્ષ્મી સંપાદન કરો પણ દર વરસે અમને ખંડણી ભરતા રહો એટલે તમારો ઉદ્ધાર થશે. હવે આ ઉદ્ધાર સાચો કે પાંચ હજારનો ઉદ્ધાર સાચો ! દામોદર શેઠ બહુ કમાયા ! ઉંધાંછતાં પણ બહુ કર્યાં. કાળાનાં ધોળાં થયાં, હવે ભગવાધારીને શરણે આવી કરેલા કર્મની માફી માગો, ફરીથી પાપ નહિ કરવાની પ્રતિજ્ઞા લો,

અને આજથી વ્યાજ લેવું નહિ એ વ્રત ધારણ કરો. આવો અવસર ફરી ફરીને નથી મળવાનો.

દામોદર—(નમન કરતો) સ્વામીજીના બોધની અસર મને બહુ થઇ છે, અને આજથી હું કદી પણ વ્યાજ લઇશ નહિ તેમજ દશ પ્રતિજ્ઞાઓ પ્રમાણે હું હવેથી જીવન ગુજારીશ, અને સ્વામીજીની જે જે આજ્ઞાઓ થશે તે તે સર્વ આજ્ઞાઓનો સ્વીકાર કરીશ.

ખેમો ભગત—વાહ મારા પ્રભુ! વાહ! શું તારી અકળ કળા છે. ઓહો હો! સાધુ તે આનું નામ!

સુન્દર—(ગામ લોકોને) વ્હાલા ભાઇઓ! આજથી માધવબાગ ગામમાં ઉંચનીચનો ભેદાભેદ ટળી ગયો છે. ગરીબ અને ધનવાન એ એકજ છે. અને તેમના હકો પણ સમાન છે. તમે વ્યાજ, ચક્રવૃદ્ધિ વ્યાજના ઋણમાંથી મુક્ત થયા છો! અને વેદાન્ત-અદ્વૈત ધર્મના શરણથી ઉન્નત બન્યા છો. હવે આપણું કર્તવ્ય સમાજમાં પ્રેમતત્વ ખીલવવાનું છે. અને આનંદ-આનંદ-શાન્તિની રેલછેલ રેલાવવાનું છે.

સર્વત્ર પ્રેમ પ્રસારવા, શાન્તિ જગતમાં સ્થાપવા;
પરમાનંદ રેલાવવા, ધારણ થયો છે જન્મ આ.
એ ધારણાથી કર્મ કરતા, જીવન-મંત્ર ઉચ્ચાર જો;
**हरि ॐ तत्सत् ॐ तत्सत् ॐ तत्सत् जापजे.**

શિવાભાઇ—આનંદ આજ આમ જીવનમાં, એવો કદી દીઠો નહિ
એ પરમાનંદ આનંદને, ઝીલીયે અમે અંતર માંહે.
ઝીલતાં અને રસજ્ઞાન પીતાં, મસ્ત થઇને ડોલતા;
બંસી સૂણી ગીતાતણી, આમ ગ્રહસ્થ જીવન ઉજાળતા.

માધવબાગની ઉન્નતિ, અમ જીવનની ઉત્કર્ષતા;
ધારણુ કરીએ વ્રત સાચાં, એ જ અમ આદર્શતા

બોલો–બોલો. ભાઇઓ, આપણે એ વ્રતને ધારણ કર્યાં છે?

સર્વ યુવકો—

માધવબાગની ઉન્નતિ, અમ જીવનની ઉત્કર્ષતા;
ધારણુ કરીએ:વ્રત સાચાં, એ જ અમ આદર્શતા.

ખેડુતો—આનંદ થયો! આનંદ થયો! માધવબાગ ગામનો ઉજળો દી થયો! (સર્વે ઉભા થાય છે)

સુન્દર—હવે ચાલો આનંદની સાથે ગામમાં પ્રવેશ કરીએ:—

યુવકો— **ભજન**

જય જયકાર ગજાવો પ્યારા યુવકો,
અંતર ઝાંખી કરાવો પ્યારા યુવકો.
સંત સભામાં રમવાને આવ્યા,
જ્ઞાન રમત રમાવો પ્યારા યુવકો.
પ્રેમ સિન્ધુમાં સ્નાન કરાવા
વૈરાગ્ય ભસ્મ લગાવો પ્યારા યુવકો
સત્ય, અહિંસા, દમ, તપ, શ્રદ્ધા
યજ્ઞ કર્મ સમજાવો પ્યારા યુવકો
નિત્ય અજન્મા શાશ્વત આત્મા
પરમાનંદ બતાવો પ્યારા યુવકો

(સર્વે જાય છે)

---

# અંક ૩ ત્રીજો

## પ્રવેશ ૧ પહેલો

સ્થળ:–ધર્મશાળા

વખત:–સવારના આઠ

આ સાલ સારા ગુજરાતમાં પ્રકૃતિ કોપી ઉઠી છે જળપ્રલયથી અનેક ગામડાંઓ અને માણસો નદીઓના વહેણમાં તણાઇ ગયાં છે. અનેક ઘરો, બંગલાઓ પડી–ભાગી ગયાં છે. કેટલાંક કુટુંબો અનાથ અને ઘરબાર વિનાનાં થઇ પડયાં છે. માધવબાગ ગામની સામાન્ય સ્થિતિ છે. ઘરબાર વિનાનાં કુટુંબોને માધવબાગ ગ્રામ્ય પંચાયત ફંડ-માંથી નવીન ઘરો બંધાવી આપ્યાં છે તથા ખેતીનું વાવેતર કરાવી સુખી જીવન ગાળતાં બનાવી દીધાં છે. અત્યારે માધવબાગ આબાદીમાં છે. આજે માધવબાગ કાર્યવાહક મંડળનું ધર્મશાળામાં સંમેલન છે. કાર્યવાહકના સભ્યો તથા બીજા કેટલાક પ્રજાજનો બેઠેલા છે. વચમાં ભગવાધારી આસન લગાવી ૐનો જાપ કરતા સંભળાય છે. સામી બાજુએ ધર્મ સેવક મંડળના સ્વયંસેવકો શાન્તિ સાથે ઉભા રહ્યા છે.

ભગવાધારી—(ૐનો જાપ જપતા) ગુજરાતની આ સ્થિતિ અસહ્ય છે. જળપ્રલયના કોપથી અત્યારે અનેક કુટુંબો તારાજ થયાં છે. ઘરબાર વિનાનાં થયાં છે. ગુજરાત-ની પ્રજા સમજે તો આ કંઇ જેવો તેવો ઉપદેશ નથી.

પરંતુ ઈશ્વરનો સાચો સન્દેશો છે. જેમ જેમ મનુષ્યની ભાવનાઓ નીચીને નીચી દશામાં ઉતરી જાય છે તેમ તેમ તે નીચી ભાવનાઓ સમષ્ટિ જીવનમાં પ્રવેશી સમષ્ટિ જીવનને પણ નીચી દશામાં મૂકે છે. જ્યારે સમષ્ટિ જીવનમાં નિકૃષ્ટ કર્મો વધી જાય છે ત્યારે પ્રકૃતિ આવા કોપોને ઉત્પન્ન કરે છે.

સુન્દર—સત્ય છે, સ્વામીજી! ધર્મનું સત્ય જ્ઞાન નહિ જાણવાથી સમાજમાં અધર્મોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જ જાય છે. ધર્મને સમજાવનારા–ઉપદેશ દેનારા ધર્માચાર્યો અનીતિ અને અધર્મ કર્મોમાં આસક્ત હોય તેવા ગુરૂઓ સાચા ધર્મને પોતાને અનુસરનારા શિષ્ય વર્ગને કયાંથી શીખાવી શકે?

ભગવાધારી—ધર્માચાર્યો પાસે લાખો રૂપીઆની મિલકત અનામત પડી છે. અને તે સર્વ નાણું પ્રજાના લોહીનાં જ છે. જ્યારે સમાજ દુઃખી સ્થિતિમાં ઘેરાયો હોય ત્યારે તે આચાર્યોના નાણાંનો ઉપયોગ પ્રજાના કલ્યાણ માટે થવો જોઇએ. અને પ્રજા જે નાણું આપે છે તે ધર્મની સેવા કરવા માટે જ આપે છે નહિ કે ધર્માચાર્યોને પોતાનો વૈભવ વિલાસોમાં ભોગવવા માટે. ગુજરાતમાં બે મહાન સંપ્રદાયો છે!–૧. વૈષ્ણવ પુષ્ટિમાર્ગ સંપ્રદાય અને ૨. સ્વામીનારાયણ સંપ્રદાય. એ બન્ને સંપ્રદાયો પાસે કરોડોની થેલીઓ ખજાનામાં અથડાય છે. એ ધર્મનાં નાણાંથી સરકારની કચેરીઓ ભરાય; સોનો અને શેરો લેવાય; મોટર

વિક્ટોરીયાઓમાં મોજો ઉડાવાય; અને ધર્મ–ઇશ્વરને નામે છપ્પન ભોગોમાં દરરોજ હજારો રૂપિયા ઉડાવાય અને મહાપ્રભુજીના પ્રસાદ–ભોગો ભર બજારમાં વેચાય. છતાં પણ પોતાના શિષ્યો–ભક્તોના દુઃખ વખતે જરા પણ દયા દૃષ્ટિ ન થાય એ આપણા ધર્મો–પંથોની આદર્શતા! ધર્મને નામે લૂંટ ચલાવનાર ધર્માચાર્યોને જ્યાં સુધી પોષણ આપ્યા કરીશું ત્યાં સુધી ભારતની ગરીબી કદી પણ ફીટવાની નથી. ૐ! ૐ!! ૐ!!!

**શિવાભાઇ**—દામોદર કાકા: જુઓને! મોટા મંદિરવાળા રાસબીહારીલાલ મહારાજે પધારી આવા ગરીબ ગામમાંથી પણ દસહજારની ધાબ મારી અને તે સર્વ તમારા–પ્રતાપે! તે વખતે ઓછો કેર નથી થયો! ખેડુતોની પાસેથી પણ ખાતાં પડાવી સો સો રૂપીયા લીધેલા. હવે અત્યારે મહારાજને કહી જુઓ તો ખરા! નાણાં સંબંધીની જો વાત કરી તો તો નાસ્તિક કહી પેસવા પણ દેશે નહિ. આ આપણા ધર્મગુરૂઓનો ઉપદેશ અને પ્રેમ.

**દામોદર**—ભાઇ! તે વખતે અમે નહોતા સમજતા. ભગવાન કૃષ્ણચન્દ્રની ગીતાને અમે નહોતા ઓળખતા સ્વામીજીના મુખથી ગીતાનાં વ્યાખ્યાન સાંભળવામાં આવ્યાં ત્યારથી જ ગીતાની અપૂર્વતા સમજાઈ છે. હવે માધવબાગ ગામમાં કોઇ પણ જાતનો બીજો ધર્મ કે પંથ ન હોવો જોઇએ. સ્વામીજીનો ગીતા–ધર્મ એ જ આપણી ઉન્નતિનો સાચો માર્ગ છે.

નરેશભાઇ—કોને ખબર હતી કે માધવબાગ સ્વર્ગનું નંદનવન બનશે ?

(એવામાં જળપ્રલયથી તારાજ થયેલા સોએક માણસો આવે છે)

મોહનભાઇ—બેસો ! બેસો ! ભાઇઓ ! તમારૂ દુઃખ નિવેદન કરો !

એક માણસ—(ભગવાધારીને હાથ જોડી) મહારાજ ! અમે ગરીબ છીએ: અમારાં છાપરાં પડી જવાથી પેટ માટે બહાર નીકળ્યા છીએ. અમને ખબર મળી કે–માધવબાગ ગામમાં ગરીબોને દયા મળે છે. મહારાજ ! અમે આપની દયા માટે આવ્યા છીએ. બે દિવસના ભૂખ્યા છીએ.

(સર્વ માણસો બેસી જાય છે)

ભગવાધારી—શાન્ત હો ! પ્યારાઓ ! હમણાં જ તેનો બન્દોબસ્ત થશે. મોઘાભાઇ ! હવે આ ગરીબો માટે શો વિચાર કરીશું ? સુન્દર ! ગ્રામ્ય પંચાયત ફંડમાં કેટલી સીલક છે ?

સુન્દર—ગ્રામ્ય કારોબાર ચાલે તેટલી સીલક છે દરેક ખાતાવાર હિસાબ ગણતાં પણ તોટો આવે તેમ છે.

ભગવાધારી—ત્યારે આ લોકોનો ખર્ચ શામાંથી થશે ?

શિવાભાઇ—સેવા આશ્રમમાં સર્વ વ્યવસ્થા થશે. ખર્ચ પણ આશ્રમનો વધતો જ જાય છે. હાલ આશ્રમમાં ત્રીસેક બહારગામના દર્દીઓનું ખર્ચ છે. પ્રાથમિક કાર્ય હોવાથી ખર્ચ પણ વિશેષ થાય છે.

મોઘાભાઇ—ખર્ચ થાય છે તેમ સારૂં ને ? માધવબાગનાં ધન્યભાગ્ય કે મહાત્માને પ્રતાપે આજે આપણા ગામમાં લીલાલ્હેર છે. સ્વામીજી ! પંદર હજાર રૂપીયા સેવા–આશ્રમમાં ગરીબોના કલ્યાણ માટે હું આપના ચરણમાં ભેટ ધરૂં છું. ઘણા વખતથી વિચાર કરી રાખ્યો હતો તે આજે ફળીભુત થયો. મહારાજ ! દયા કરો !

સર્વે—ધન્ય છે ! મોઘાભાઇના જીવતરને ધન્ય છે !

સુન્દર—ધન્ય છે મોઘાકાકા ! જીવનનું કંઈ સાર્થક થયું. હવે આપ કેટલી આબાદીમાં આવશો તે આનું જ નામ !

ભગવાધારી—સુન્દર ! ગ્રામ્યપંચાયત ફંડમાં સેવા–આશ્રમ ખાતે પંદર હજાર રૂપીયા જમા કરજો. અને તેમાંથી ગામના તળાવનો ઓવારો નથી. લોકોને ત્રાસ પણ વિશેષ પડે છે માટે પ્રથમ તો ઓવારાનું એસ્ટીમેન્ટ તૈયાર કરી કામ ચલાવવું જેથી ગરીબોને રોજી પણ મળશે અને ગામમાં સાર્વજનિક લાભ પણ થશે. કેમ ભાઇઓ ! ધ્યાનમાં આવ્યું ?

સર્વે—હા, મહારાજ, એક પંથ ને દો કાજ.

ભગવાધારી—ઠીક ત્યારે શિવાભાઇ ! આ લોકોને વસ્ત્ર તથા અન્ન અપાવો ! અને હાલ સેવા–આશ્રમમાં મુકામ આપો, પછી તલાવના કીનારા ઉપર ઝુંપડાં બંધાવી ત્યાં રાખજો. ઓવારાનું કામ પણ ચાલશે અને એ લોકોને રોજી પણ મળશે. જાઓ, જલ્દી કરો.

શિવાભાઇ—જેવી આજ્ઞા ; ચાલો ભાઇઓ મારી સાથે. (લોકો સ્વામીને પ્રણામ કરતા આનંદિત થતા જાય છે)

માણુસ—(જતાં જતાં) મહારાજ ! આપના જેવા મહાત્માઓથી જ આ ધરતી ઉભી રહી છે. ઓહો હો ! કેટલી બધી દયા છે ? (સર્વે જાય છે)

ભગવાધારી—મોહનભાઇ ! ધર્મ સેવક મંડળ પાસે તો આપણે હજી બહુ કામ લેવાનું છે. અતિવૃષ્ટિને લીધે ગામની હવા ખરાબ થઈ છે. મેલેરીયાની મોસમ ચાલુ થઈ છે. ગામમાં જ્યાં ત્યાં દુર્ગંધ ઉડયા કરે છે. અને કુવાઓનું પાણી પણ મેલા કચરાના ધોવાટથી તંદુરસ્તીને હાની કર્તા થયું છે. આપણે પ્રથમ એજ કરવાનું છે કે ગામની દુર્ગંધીને બાળી ગામના બધા કુવાઓને ગાળી નાખવાના છે. સર્વે પાવડા લઇને આવ્યા છે ?

મોહનભાઇ—હા. સર્વે તૈયારીમાં છે. આપની આજ્ઞાની જ જરૂર છે. પ્રથમ ક્યાંથી શરૂઆત કરવાની છે ?

ભગવાધારી—પ્રથમ મોટા કુવાથી શરૂઆત કરજો. હું આવી પહોંચું છું.

મોહનભાઈ—ઠીક ત્યારે અમને આજ્ઞા ?

ભગવાધારી—હા. જરૂર પડે તો બાલ યુવક મંડળની મદદ લેજો.

(સ્વયંસેવકો હાથમાં પાવડા લઈ રવાના થાય છે)

ભગવાધારી—(સ્વયંસેવકો ગયા પછી દામોદર શેઠ તરફ જોઇને) દામોદર શેઠ ! જુઓ ! ભગવાને આપણને બતાવી આપ્યું કે–સ્વાર્થની પછવાડે દોડનારી પ્રજા સ્વાર્થમાં જ ખતમ થાય છે. જેટલો તમારો સ્વાર્થ ત્યાગ તેટલી આત્મ-

શકિતની ખીલવણી વિશેષ. આ જળ પ્રલયનો મહાન બોધ છે. લક્ષ્મી છોડી લક્ષ્મીપતિને ભજો ! વિલાસો છોડી આધ્યાત્મિકતામાં ગમન કરો ! જો, સ્વાર્થી ભાવનાઓમાં જ ઉન્નતિ માનશો તો આવા પ્રલયો પણ ભોગવવા તમારે તૈયાર રહેવું પડશે ! આ જગતના સર્વ દુઃખોનું મૂળ કારણ હું અને મારૂં એ બે શબ્દોમાં જ છે. અને ગીતાનો પણ એજ રણકાર છે. હું અને મારૂં એ બે શબ્દોનો નાશ કરો. અને તમારૂં સર્વસ્વ પ્રભુને સમર્પણ કરો એટલે બસ આ જગતમાં તમારો વિજય છે.

**મોઘાભાઇ**—શેઠજી; અમૃત જેવાં વચનો ઝરે છે. ઝીલી લો સદ્ભાગ્ય હોય તો—

**દામોદર**—મહારાજ! સત્ય છે. ગીતાનું સાચું જ્ઞાન અમારા ધર્મ ગુરૂઓએ અમને ન સમજાવ્યું. જો સમજાવ્યું હોત તો પાપોનાં પોટકાં ન બાંધત. અમે તો એવું સમજતા કે દર વરસે ધર્મ ગુરૂઓને ખંડણી ભરતા રહીશું એટલે બારોબાર પુષ્પક વિમાન સાથે સીધા સ્વર્ગમાં પહોંચતા થઇશું પણ તે સત્ય અસત્ય ઠર્યું. અને કર્મના કાયદાને હવે ઓળખતા થયા.

**મોઘાભાઈ**—નથી સમજાયું તો હવે સમજો. શેઠજી ! આ તો ભગવાન ઉપદેશ આપી રહ્યા છે. હવે ન સમજીએ તો આપણું દુર્ભાગ્ય.

**દામોદર**—(વિચાર કરી પછી હાથ જોડી) મહારાજ મારી એક સેવા સ્વિકારો ! હવે મને સાચો અનુભવ થયો છે કે જ્ઞાન વિના ઉન્નતિ નથી. અને એ જ્ઞાન ધર્માચાર્યોએ સ્વાર્થને વશ થઈ ગુમાવી દીધું છે. માયાના મોહમાં પોતે ન સમજ્યા અને બીજાઓને ના સમજાવ્યા ! સાચા જ્ઞાનનો

ધર્મના વાસ્તવિક સ્વરૂપનો પ્રચાર કરવા, અનીતિ અને અંધ શ્રદ્ધાને તોડી ગીતા–ઉપનિષદ્ તત્વો ભારત જીવનમાં દાખલ કરવા, **'ધર્મજ્ઞાન પ્રચાર'** ફંડમાં રૂ. પાંચ હજાર તથા **'ધર્મ શિક્ષણ મન્દિર'** માં પાંચ હજાર આપના ચરણમાં ભેટ ધરૂં છું. ફુલ નહિ તો ફુલની પાંખડી **पत्रं पुष्पं फलं तोयं।**

ભગવાધારી—સુન્દર ! ગ્રામ્ય પંચાયત ફંડમાં બન્ને જુદી જુદી સંસ્થાઓ નામે પાંચ પાંચ હજાર જમા કરજો. વર્તમાન સમયમાં નિકૃષ્ટ ભાવનામાં રમતી પ્રજાને ઉત્કૃષ્ટ તત્વોમાં લાવવાની જરૂર છે. ધર્મ તત્વોને પ્રજા જીવનમાં પરોવવાની જરૂર છે. જ્યાં સુધી ભારતવર્ષમાં ધર્મનો સાચો પ્રકાશ પડી ભારતીય જીવન ઉન્નત બનશે નહિ ત્યાં સુધી સમાજમાં અનીતિ, અધર્મોનું સામ્રાજ્ય રહેવાનું જ. જુઓને ! આપણા ધર્મ સાહિત્યની સ્થિતિ ? અત્યારે તો ગુજરાતના દરેક પુસ્તકાલયોમાં નોવેલીટી સાહિત્ય ઉભરાઇ ગયું છે, અને એ નોવેલોએ સમાજ જીવનમાં અધમ વિષયી ભાવનાઓ ઘુસાવી દીધી છે. સાચા જીવનપંથનું સાહિત્ય તો જુજ પ્રમાણમાં છે. જ્યારે નિકૃષ્ટ વિચારોનું સાહિત્ય માસિકો તથા વર્તમાનપત્રોમાં આધિપત્ય ભોગવી રહ્યું છે. આધ્યાત્મિક સાહિત્યનો ઉપહાસ થયો છે. અને ધર્મના જુદા જુદા ભાગલા–પંથો ઉત્પન્ન થવાથી દ્વેષ, કલેશ, કાવાદાવા વધી પડયા છે. સર્વ ધર્મોનો સમન્વય કરી પ્રેમના મહાન તત્વને ખીલવવાનું છે. આપણું સાહિત્ય એ પ્રેમ અને એકતાના પાયા ઉપર રચાવવું જોઇએ, અને દાન પણ તેને જ કહેવાય

કે જે દાનનો ઉપયોગ બીજાઓની ઉન્નતિ માટે થાય. તેથી જ આધ્યાત્મિક દાન કરો. પોતે જ્ઞાન પામી બીજાઓને જ્ઞાન આપવા તમારા દાનનો સદુપયોગ કરો. લક્ષ્મીનો ઉપયોગ જ્યારે જ્ઞાનદાનમાં થશે ત્યારેજ પ્રજા સાચી સ્વતંત્રતાને ઓળખી શકશે.

(એવામાં મોહનભાઇ આવે છે)

**મોહનભાઇ**—પધારો ! સ્વામીજી ! કામની શરૂઆત કરી દીધી છે.

ભગવાધારી—સુન્દર ! સેવા-આશ્રમમાં જાવ અને તપાસ કરો કે તાવની દવાનાં બંડલો તૈયાર થયાં ? જો તૈયાર થયાં હોય તો આજુબાજુના ગામડાઓમાં વહેંચવા સ્વયંસેવકોને મોકલીએ. હવે હું જરા કામ ઉપર જાઉં છું.

સુન્દ—જેવી આજ્ઞા !

ભગવાધારી—(સર્વે સભ્યોને) ચાલો ! કુવાની ગાળણી ચાલુ થઇ છે ત્યાં જઇએ.

સર્વે—હા. ચાલો, પ્રથમ આપ પધારો !

(ભગવાધારી અને સર્વે જાય છે છાનામાના વાતો કરતા ચાલતા થાય છે]

---

# અંક ૩ ત્રીજો

## પ્રવેશ ૨ બીજો

સ્થળઃ—માધવબાગ ગામની વચ્ચે આવેલું રામજી મંદિર.

વખતઃ—રાતના નવ.

માધવબાગ ગામની વચ્ચે આવલા રામજી મંદિરમાં આજે માધવબાગ ગ્રામ્ય સભા મંડળનું સંમેલન છે. રામજી મંદિરની ધર્મશાળા વિશાળ છે. ધર્મશાળાના એક ખુણામાં 'વણકર શાળા'નું પાટીયું લગાવ્યું છે. ત્યાં કેટલાક રેંટીઆ, સુતર તથા વણાટનું કારખાનું રાખવામાં આવેલું છે. સામી બાજુએ એક પાટ ઉપર ગીતા, રામાયણ, ઉપનિષદ્ વિગેરે પુસ્તકો પડેલાં છે. મંદિરમાં દિવસના ચાર વાગે સ્ત્રી સમાજમાં રામાયણ હંમેશાં વંચાયા કરે છે. લોકોનો પ્રેમ પણ મંદિર ઉપર સારો છે. ભગવાધારીના પ્રેમતત્વથી રામજી મંદિરનો સાધુ પણ મહાન ત્યાગી બન્યો છે. લોકોની ઠઠ જામી છે. ધર્મ સેવક મંડળના સ્વયંસેવકો શાન્તિનો ઉપદેશ આપે છે. (એવામાં સામેથી સુન્દર આવે છે)

**શિવાભાઇ વિ.**—પધારો સુન્દરભાઇ!

**સુન્દર**—મોહનભાઇ! જળપ્રલયના બોધની પત્રિકાઓ વહેંચાઈ? રૂઢી બંધનોને તોડતાં પ્રથમ તો જરા અડચણ નડશે. પણ જ્યારે લોકોના સમજવામાં આવશે ત્યારે તે આપોઆપ બંધ થઈ જશે.

**શિવાભાઈ**—એમાં શાની અડચણ છે, સુન્દરભાઈ? લોકો તો સ્વામીજીનો બોલ ઝીલવા સદા તૈયાર છે. અને

હમણાં એ જ વાત ચાલતી હતી કે ગામમાં ખોટા ખરચોને તો કમી જ કરવા જોઇએ. આપણને જે જે દુઃખ થાય છે તે તે સર્વ આપણા વ્યવહારના ખોટા ખરચોનું જ છે. ઉંચા કુળના અને મોટા થવાને માટે ઘરો, જાગીરો વેચીને પણ ખારમાં કરવાં જ પડે એ રૂઢીએ જ્યારથી આપણા જીવનમાં ઘર ઘાલ્યું ત્યારથી તો આપણી સ્થિતિ વિશેષને વિશેષ નબળી પડતી ગઇ.

(એવામાં ભગવાધારી આવે છે સર્વે ઉભા થાય છે. ભગવાધારી સર્વને પ્રણામ કરતા વચમાં આસન લગાવી બેસે છે. મોહનભાઇ રામકૃષ્ણ દેવકી જે બોલાવે છે. સર્વ શાન્ત થાય છે. યુવકો દાંડીયા વતી ભજન ગાતા રાસ ખેલે છે.

**ભજન**

યુવકદળ આવો લઇએ અનુપમ લ્હાવો
સાચા જીવનને સાધીએ રે—
જીવન ઉન્નતિ કેરા મીઠા મંત્ર શીખીયે રે,
બની બ્રહ્મચારી ગજાવીએ બ્રહ્માંડ
સાચા જીવનને સાધીએ રે—
ધ્રુવજી પ્રલ્હાદ જેવા ભડવીર બનીએ રે,
સત્યને કાજે થઇએ કુરબાન;
સાચા જીવનને સાધીએ રે—

ભગવાધારી—(ૐનો જાપ જપતા) પ્યારાઓ! આપણા વ્યવહારિક ખર્ચો એટલા બધા વધી ગયા છે કે જાણે એ વ્યવહારના બોજાને માટે જ ન જીવતા હોઇએ તેમ આપણું જીવન રૂઢીના ભયંકર બંધનોએ ઝકડી દીધું છે. અને જે

જે અનર્થો પાપો થાય છે તે સર્વ રૂઢી બંધનોને આભારી છે. જ્યાં સુધી ખોટા ખરચો આપણે કર્યા કરીશું ત્યાં સુધી ગમે તેવા સુધારાઓ આપણને જરાયે અસર કરી શકવાના નથી. જ્યારે આપણા જીવનમાંથી ખોટા ખરચોનો ભાર બોજ ઉતરી જશે ત્યારે જ આપણું જીવન સુખી અને સંતોષી બનશે. સુન્દર! એ પત્રિકાની પ્રતિજ્ઞાઓને સર્વ સમક્ષ વાંચી સમજાવો.

સુન્દર—( હાથમાં પત્રિકા લઇ વાંચતો ) ભાઇઓ! અત્યાર સુધી આપણે સ્વામીજીની પ્રતિજ્ઞાઓને જીવનમાં ઉતારતા આવ્યા. આજે વળી સ્વામીજીએ મહાન કૃપા કરી સાત પ્રતિજ્ઞાઓ આપણી સમક્ષ મૂકી છે. અને ઉપદેશ્યું છે કે–"પ્રિયાત્માઓ! આ પત્રિકાની પ્રતિજ્ઞાઓને શુદ્ધતાથી હૃદયમાં ઠસાવશો કે પછી તેનો ઉપહાસ કરી મજાક કરશો? પરંતુ યાદ રાખજો: જ્યાં સુધી તમે પોતે પવિત્ર બનશો નહિ ત્યાં સુધી તમારી છાપ કદી પણ તમારા કુટુંબ, ગામ કે દેશ ઉપર પડશે નહિ!"

હવે પ્રતિજ્ઞાઓને સમજીએ.

૧ મને એ શુદ્ધ જ્ઞાન થયું છે કે મરણ પાછળ રોવું એ મહાન પાપ છે. એ પાપને હવે હું મારા સંસારમાં પ્રવેશવા દઇશ નહિ અને મારે પોતાને ઘેર મરણ પ્રસંગે રોવા કુટવાનું તથા કાંણુ માંકણનું બંધ કરીશ.

૨ મૃત્યુ પામેલાનું ભોજન જમવું એ શાસ્ત્રનિષિદ્ધ છે. અને શાસ્ત્રનિષિદ્ધ કર્મો કરવાથી તો ઉલટી અધોગતિ થાય છે. હવે હું પાકા નિશ્ચય ઉપર આવું છું કે મરણ

પાછળ (શ્રાદ્ધ સિવાય) કોઇ પણ જમણવારમાં જમીશ નહિ તેમજ વ્યવહારિક કોઇ પણ કાર્યમાં પીરસણુ લઇશ નહિ અને આપીશ નહિ.

૩ ખોટા ખરચોના પરિણામનો તો હવે મને સંપૂર્ણ અનુભવ મળ્યો છે તે પાપ તો ભોગવ્યા કરૂં છું. હવે ફરીથી એ પાપમાં પડવા ઇચ્છા કરીશ નહિ અને આજથી એજ નિશ્ચયને ધારણ કરીશ કેઃ—જાનમાં જમણનો ત્રીજો દિવસ રહીશ નહિ અને મારે ત્યાં લગ્ન પ્રસંગે બેજ દિવસ જાન રાખીશ.

૪ હું પવિત્ર અને સાદુ જીવન ગાળતાં શીખીશ. વિલાસી વિદેશી વસ્તુઓનો ત્યાગ કરીશ અને તેમાં પરદેશી કાપડને તો ગ્રહણ કરીશ નહિ એવો દૃઢ નિશ્ચય કરૂં છું, અને ઇશ્વરની—ગામની સેવામાં સર્વ સમર્પણ કરતાં શીખીશ.

૫ મારો જન્મ મારી ભાવી પ્રજાના કલ્યાણને માટે છે, અને આજે તો હું બાળલગ્નની ઝેરી કટાર મારા પ્યારા સંતાનો ઉપર ચલાવી રહ્યો છું, તે પાપનો બદલો પ્રભુએ પૂરતો આપ્યો છે. હવે પાપના પશ્ચાતાપ સાથે નિશ્ચય કરૂં છું કે—મારા અગર મારા વાલીપણા હેઠળના બાળકોનાં લગ્ન દીકરાને ૧૮ વર્ષ પૂરાં થતા અગાઉ અને દીકરીને ચૌદ વર્ષ પુરાં થતા અગાઉ કદી પણ કરીશ નહિ.

૬ અને વીસ વર્ષનો બાળક થતા સુધી તે બાળકનો સર્વ હક્ક "માધવબાગ ધર્મશિક્ષણ મન્દિર" ને સોંપીશ.

૭ લગ્નાદિક ધાર્મિક ક્રિયાઓમાં ખોટા ખરચો કરી વાજાં, તમાસા વિગેરે વિલાસી ખાણાં કરી લક્ષ્મીનો દુરૂપયોગ કરીશ નહિ. પરંતુ ધર્મશાસ્ત્રોક્ત ક્રિયાઓના સંસ્કારો

બાળક, બાળકીઓમાં પ્રસારવા પ્રયત્ન કરીશ, અને ગામ સેવા માટે દરરોજનો એક કલાક આપીશ.

હવે આ પ્રતિજ્ઞાઓની સામે જેને જે કંઇ બોલવું હોય તે બોલી શકે છે.

**મી**ઠાભાઇ—શું બોલવું છે સુન્દરભાઇ ? એ કાંણુમાંકણુના ખરચોથી તો અમે કંટાળી ગયા છીએ. એમાં બોલવાનું કશું જ નથી. ઠરાવ પાસ કરવાની જરૂર છે.

**મો**ઘાભાઇ—(ઉભા થઇ) સ્વામીજીની પ્રતિજ્ઞાઓ આપણે સાંભળી. વિચારમાં લીધી. જો આપણા ગામમાંથી જ આવા સુધારા દાખલ કરીશું તો આપણું જોઇને પણ બીજા ગામ વાળાઓ તે પ્રમાણે આચરવા તૈયાર થશે. કોને ખબર હતી કે માધવબાગ ગામ સાચી સ્વરાજ્ય સિદ્ધિને ઓળખી શકશે ? પણ આજે આપણા ગામના દી ઉજળા છે. ભગવાન કૃષ્ણની આપણી ઉપર સંપૂર્ણ કૃપા છે. કેમ ત્યારે ઠરાવ પાસ કરીએ ?

સર્વે—હા–હા. આજથી આ સાત પ્રતિજ્ઞાઓનો અમલ થવા દો.

**ન**રેરભાઇ—ઠીક થયું ! બે દિવસ પછી દાદા કાકાનું બારમું હતું. ચતુરભાઇ ! બારમા તેરમાનો ખર્ચ બંધ કરજે, અને જો તારી ઉલટ હોય તો ગામ ફંડમાં રકમ ભરજે જેથી દાદાકાકાનું નામ કંઇ થાય ! અને ગામનું કંઈ ભલું થાય ! આ તો બે દિવસમાં હજાર રૂપિયા ઉડાવી દીધા અને નર્ક મારફત કાઢી નાખ્યા !

**રા**મુભાઇ—ભલું થજો ભગવાધારીનું કે આ રીવાજોનું માધવબાગમાંથી નિકંદન થયું.

સુન્દર—ભાઇઓ! ઉપરની સાત પ્રતિજ્ઞાઓ આજે ગ્રામ્ય સભા મંડળમાં રજુ થાય છે. એ પ્રતિજ્ઞાઓ વિરૂદ્ધ વર્તનારની જો તકરાર આવશે તો તેનો કાર્યવાહક મંડળ યોગ્ય ન્યાય આપશે.

(મોહન રામકૃષ્ણ દેવકી જે બોલાવે છે ધર્મસેવક મંડળના સ્વયંસેવકો નીચેની ગઝલ લલકારે છે)

સ્વયંસેવકો— ગઝલ

જીવન જો જાય છે તારૂં, વિચાર્યું કંઇ જીવન સારૂં ?
સ્વામીજી એ જ શિખાવે, જીવન ઉજાળશો ક્યારે ?
બનાવી બંગલા બાગો, ઉજાળો બાહ્ય સૃષ્ટિને ?
હવે અંતરની ઉજ્વળતા, પ્યારા ! પ્રગટાવશો ક્યારે ?
વિદેશી મોહને ત્યાગી, વિદેશી વસ્તુને ત્યાગી;
સ્વદેશી હિતમાં લાગી, જીવન દીપાવશો ક્યારે ?–
અરે જે આત્મા અમર છે, મુએલો તેને ધારીને;
કરો છો કાંણ માંકણો, તેને અટકાવશો ક્યારે ?–
વ્યવહારિક ખર્ચના ભોગે, ગરીબાઇ થતી ચાલી;
અનીતિ ખર્ચના બોજા, હવે ઉતારશો ક્યારે ?–
કરાવી લગ્ન બચપણમાં, કસાઇ સમ પિતા થાવો,
અરે ! એ બાળલગ્નોની, છૂરી અટકાવશો ક્યારે ?–
તમારાં ધર્મ કર્મોથી, તમારાં ન્યાય નીતિથી;
તમારી આત્મ શક્તિએ, માધવબાગ ગાજશે ક્યારે ?–
રૂઢીના બંધનો કાપી, હૃદયના પાપને બાળી,
ભલેરૂ રામ રાજ્ય સ્થાપી, દીપાવો ગામ અત્યારે.–

(સર્વે જાય છે)

---

# અંક ૩ ત્રીજો

## પ્રવેશ ૩ ત્રીજો

સ્થળ:—માધવબાગ સેવા આશ્રમનું ચોગાન

વખત:—સાંજના ૩ થી ૫

માધવબાગ સેવા—આશ્રમના ચોગાનમાં આજે **શ્રી માધવબાગ ગ્રામ્ય પ્રજામંડળનું** અધિવેશન છે. આજુબાજુની ગ્રામ્ય પ્રજા પણ પોતપોતાનાં વાહન લઇને પ્રજામંડળમાં ભાગ લેવા ઉત્સુક જણાય છે. ચોગાનની મધ્યમાં એક ખાદીનો મંડપ તૈયાર કર્યો છે. મંડપના દીવાનખાનામાં સ્વામી વિવેકાનંદ, રામતીર્થ, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતિ, મહાત્મા ગાંધી તથા દેશનાયકોના ફોટાઓ શોભી રહ્યા છે. દરવાજામાં પેસતાં ખાદીના ટુકડા ઉપર નીચેની લીટીઓ પેઇન્ટ કરેલી જણાય છે. અને સમાજ બરાબર વાંચી શકે તેવી સ્થિતિમાં ઝંડાને બાંધી દીધો છે.

જહાં સર્વ આત્મા એક છે ત્હાં ભિન્નતા કયાંથી રહે !
અમે એક છે સૌ એક છે, એ એકતાનો મંત્ર છે !

મંડપની બહાર તથા અંદરની બાજુ નાનાં નાનાં બોર્ડો ઉપર ઉપનિષદ્‌ના શાન્તિમંત્રો તથા મહાવાકયો લખેલાં છે, અને મંડપની કમાન ઉપર બે બાજુએ વેદાન્ત ધર્મના અદ્વૈત ઝંડા ફરકી રહ્યા છે. વચમાં "શ્રી માધવબાગ ગ્રામ્ય પ્રજા-

મંડળ" નું બોર્ડ છે. આજના સંમેલનમાં આશરે બેએક હજાર ગ્રામ્ય પ્રજાજનો એકત્રિત થએલા છે. આજની સભામાં માધવબાગ ગ્રામ્યતંત્રનો વાર્ષિક રીપોર્ટ વંચાવવાનો છે. તે સંબંધી લોકો ગુપચુપ વાત કરતા સંભળાય છે. લોકોની શાન્તિ જાળવવા એક બાજુ ધર્મસેવક મંડળના સ્વયંસેવકો તથા બાલ યુવક મંડળના સ્વયંસેવકો બીજી બાજુ શાન્તિનો ઉપદેશ આપી રહ્યા છે. મંડપની વચમાં આસન ઉપર ભગવાધારી બેઠા છે. આજુબાજુ માધવબાગ ગ્રામ્યના સભ્યો તથા બીજા ગામડાઓના પંચો બેઠેલા છે. સભાનો વખત થયો છે. સર્વ શાન્તિતમાં છે. મંડપની આજુબાજુ તોરણો, ધ્વજાઓ પવનમાં ફરફરતી આનંદ દર્શાવી રહી છે. માધવ-બાગ ગામની પ્રજાનો આનંદ આજે કંઇ ઓર છે. સર્વ પ્રેમની વાતોથી આનંદ કરી રહ્યા છે. ભગવાધારી પાસે શ્રી માધવબાગ ગ્રામ્ય તંત્રનો વાર્ષિક રીપોર્ટ તથા ધર્મ શિક્ષણ મંદિરના નિયમોની પત્રિકાઓ પડેલી છે. આજની સભાનો કાર્યક્રમ નક્કી થયો છે.

સુન્દર—(હાથમાં કાર્યક્રમનો પ્રોગ્રામ લઇ)

**मूकं करोति वाचालं पंगुंलंघयते गिरिम् ।**
**यत्कृपा तमहं वन्दे परमानंद माधवम् ॥**

હવે આપણે આજથી સભાના કાર્યક્રમનો પ્રારંભ કરીએ.

પ્રથમ બાલયુવક મંડળનું ભજન પ્રાર્થના.

(બાલયુવક મંડળના સ્વયંસેવકો સભાની વચમાં આવી સાથે બોલે છે.)

બાલયુવક મંડળ— ભજન

હે કૃષ્ણ હે દયામય, ભારત આઝાદ કર દે:
વેરાન ઘર હમારા, પુનઃ આબાદ કર દે:
વર્ષા દે કૃપા સાગર, અમ દોષ રાગ ટાળી:
અમ જીવન એક સાંધી, શાન્તિ અમર ભર દે:
જે જૂલ્મ થઇ રહ્યો છે, તે જૂલ્મ દૂર કરવા:
નરસિંહ રૂપ ધરીને, હવે સિંહનાદ કર દે:
છે હિન્દને જરૂરત, વીર બાલ યુવકોની:
અભિમન્યુ, ધ્રુવ હકીકત, પેદા પ્રલ્હાદ કર દે:
વિદ્યાનું નૂર ચમકે, આ દેશમાં દિવા કર:
ગુલામી બંધ કાપી, સ્વતંત્રતાના વર દે:

(સ્વયંસેવકો ભજન પુરૂ થયા પછી પોતપોતાની જગાએ ગોઠવાઈ જાય છે.

સુન્દર—બોલો:—ધર્મશિક્ષણ મંદિરના વિદ્યાર્થીઓની વ્યાયામ-કવાયત (ચોગાનમાં સર્વ સાહિત્ય તૈયાર છે. વ્યાયામ માસ્તર મોહનભાઇ વિદ્યાર્થીઓને વ્યાયામ ચાલુ કરાવે છે. વિદ્યાર્થીઓ ઉમંગભેર કસરત કરતા એકમેકની હરિફાઈ કરતા જણાય છે. વચમાં વચમાં લોકો તાળી પાડી ઉઠે છે. હસાહસ અને આનંદ થઇ રહ્યો છે. અડધો કલાક વ્યાયામ ચાલે છે. વ્યાયામ બંધ થતાં સર્વ વિદ્યાર્થીઓ પોતાના આસને ગોઠવાઇ જાય છે.

સુન્દર—(હાથમાં વાર્ષિક રીપોર્ટ ગ્રહી)
પૂજ્ય મહાત્માશ્રી, વડીલો તથા આત્મ બન્ધુઓ !

નર્કમાંથી નીકળી આપણે હવે સ્વર્ગના રાજ્યમાં પેઠા છીએ અને સ્વર્ગના નંદનવનમાં પારિજાતક પુષ્પની મધુરી સુવાસ લઈ રહ્યા છીએ. ધનભાગ્ય છે આપણા જીવનને! આજથી ત્રણ વર્ષ ઉપર માધવબાગ ગામ નર્કના ખાડામાં ગબડી રહ્યું હતું. એકમેક પ્રત્યે ખાઉં ખાઉંના પોકારો ગજાવી રહ્યું હતું. ધનવાન વર્ગ ગરીબ વર્ગ પર સત્તા જમાવી દુર્વ્યસનોના વિલાસી ઠાઠમાં નાચી રહ્યો હતો. અધમમાં અધમ સ્થિતિ આપણા માધવબાગ ગામની હતી. પરંતુ માધવબાગ ગામનું પ્રારબ્ધ વિશાળ હતું. ઇશ્વરની થોડી ઘણી પણ કૃપા હતી એવામાં નર્કમાં પડતા જીવોનો ઉદ્ધાર કરનાર એક દિવ્ય પુરૂષને ભગવાન કૃષ્ણચન્દ્રે આપણને ભેટાવ્યા. તેજ દિવ્યપુરૂષ આપની સામે બીરાજેલા ભગવાધારી મહાત્મા છે. જે પ્રજા ધર્મથી બેમૂખ હતી, તે પ્રજાના જીવનમાં ધર્મતત્વો વહાવી દીધા અને એકતાનાં 'અમે સર્વ એક છે' એ તત્વથી ધનવાન અને ગરીબ એ શબ્દોનો અમારા જીવનમાંથી નાશ થયો! આજે આપણે પ્રેમસરિતામાં સ્નાન કરતા થયા છીએ. એકતાના જાપથી મસ્ત બન્યા છીએ. કોઇની તાકાત નથી કે હવે માધવબાગની સ્વતંત્રતામાં આડખીલી કરી શકે. માધવબાગ ગામ પૂર્ણ સ્વતંત્રતાના બગીચામાં આનંદ કરી રહ્યું છે. ગીતા જ્ઞાન અમારા જીવનની નસેનસમાં સ્વામીજીએ રેલાવી દીધું છે. અને અમે જો ઉન્નત થયા હોઇએ તો બસ ગીતાના દિવ્યનાદથી જ. ગીતા એ અમારો ધર્મ છે. અમારા ગામનું ન્હાનું બાળક પણ ગીતાના અર્થ સમજી શકશે. અત્યારે સ્વર્ગના નંદનવનમાં

બેઠેલું માધવબાગ ગ્રામ્યજીવનના તેમનો વાર્ષિક રીપોર્ટ આ સર્વની સેવામાં રજુ કરે છે. જેવું વ્યષ્ટિ જીવન પવિત્ર અને સુન્દર હોય છે તેટલું જ સમષ્ટિ જીવન ઘડાય છે. માધવબાગના ગ્રામ્ય જીવનને વ્યવસ્થિત, નિરોગી, પવિત્ર અને સદાચારી ઘડવાને "માધવબાગ ગ્રામ્ય મંડળ" એ નામની સંસ્થા સ્થાપી છે. તે સંસ્થામાં દશ સભ્યોનું કાર્ય-વાહક મંડળ છે, અને કેળવણી, આરોગ્ય વિગેરે ખાતાઓ પાડી તે ઉપર કાર્યવાહક મંડળના સભ્યોને મંત્રી તરીકે નીમવામાં આવેલા છે. એ સર્વ સંસ્થાઓનો સદાઇથી નિભાવ થાય તે માટે "ગ્રામ્ય પંચાયત ફંડ" ની યોજના કરી છે, અને એક "ધર્મજ્ઞાનપ્રચાર ફંડ" સંસ્થા યોજી તે દ્વારા સમાજમાં ધર્મજ્ઞાનનો પ્રકાશ આપવા પત્રિકાઓ યોજાયા કરે છે. અને ધનભાગ્યની વાત છે કે ડાકટર સાહેબે સેવા-આશ્રમને પોતાનું જીવન સમર્પણ કર્યું છે. ગરીબોની સેવા એજ ઇશ્વર દર્શન એ સિદ્ધાંતને તેઓએ ધારણ કર્યો છે.

## હવે ગ્રામ્ય સંસ્થાઓની મીમાંસા કરીએ

ગ્રામ્ય પંચાયત ફંડના નીભાવથી ચાલતી સંસ્થાઓ.

### પ્રથમ સેવા-આશ્રમ

ગ્રામ્ય પ્રજામાં દવાઓનો તદન અભાવ હોય છે. અને વૈદ્યો-ડાકટરો માત્ર ધનવાન કેમ થવાય એ સુત્રથી અજ્ઞાન પ્રજાને લૂંટી રહ્યા છે. આ સ્થિતિમાં દર્દીઓની વ્યવસ્થિત સેવા થાય, જથ્થાબંધ દવાઓ ગામડાંઓમાં મફત વહેંચાય

તે માટે સેવા–આશ્રમની સ્થાપના થઇ છે. અને તેમાં અનુભવી વૈદ્યો દ્વારા દવાઓ તૈયાર કરવામાં આવી ગામડાઓમાં સ્વયંસેવકો દ્વારા મફત વહેંચવામાં આવે છે. પરદેશી દવાઓનો અમારા ગામમાંથી સદંતર ક્ષય થયો છે. પરદેશી દવાઓનાં નાણું પરદેશ મોકલી તે દ્વારા પ્રજાનું કલ્યાણ સાધવા યત્ન કરવો એ તો પથ્થરમાં બીજ વાવ્યા જેવું છે. સેવા–આશ્રમના મંત્રી શ્રી. ડોકટર સાહેબ છે. ચાલુ વરસમાં લગભગ બસેં દર્દીઓ આરામને પામ્યા છે. હાલ આશ્રમમાં ત્રીસેક દર્દીઓ છે. સેવા–આશ્રમનો નિભાવ ગુપ્ત દાનથી થાય છે. સ્વામીજીએ દાનની વ્યાખ્યા નામ, કિર્તિની પેલે પાર ગુપ્ત દાનમાં સમજાવી છે. તેથી દાનમાંથી ઉત્પન્ન થતાં અભિમાન શ્રેષ્ટત્વ, મોહ વિગેરે દુર્ગુણો અમારા જીવનમાંથી નષ્ટ થયા છે. અને એ ગુપ્ત દાનના પ્રતાપથી સંસ્થાઓ સ્વતંત્રપણે ચાલ્યા કરે છે.

## હવે બીજું આરોગ્ય ખાતું.

ગ્રામ્ય જીવન તંદુરસ્તીમાં આત્માને ખીલવી શકે તે માટે આરોગ્ય ખાતું છે અને તેના મંત્રી પણ શ્રી. ડોકટર છે. હંમેશાં ગામનાં દરેક ફળીયાં પવિત્ર અને સાફ રાખવામાં આવે છે. ઢોર વિગેરેનો કચરો નિયમિત સ્વચ્છ કરાવવામાં આવે છે. ધર્મ સેવક મંડળના સ્વયંસેવકો આરોગ્ય માટે સારી કાળજી ધરાવે છે. અને રાતના અજવાળાની સવડ માટે ગામમાં પચાસેક મોટાં ફાનસ પણ રાખવામાં આવ્યાં છે. ધર્મ સેવક મંડળ ઉત્તમ કાર્ય બજાવી રહ્યું છે. ધન્ય હો ! એ યુવક ભાઇઓના જીવનને !

## ત્રીજી વણાટ સંસ્થા.

પરદેશી કાપડનો અમારા ગામમાંથી ઉપાડ તદ્દન બંધ થયો છે. અને ગામના દરેક સ્ત્રીપુરૂષોને ખાદીનું કાપડ પૂરૂં પડે તે માટે વણાટશાળા સ્થાપન થઈ છે. ગામમાં હાલ દોઢસો રેંટીઆ નિયમિત ચાલે છે, અને કપાસ ગામમાં થતો હોવાથી તે કપાસનું સુતર વણાવી જથ્થાબંધ ખાદી તૈયાર કરવામાં આવે છે. વણાટશાળાના મંત્રી ભાઇ શિવાભાઇ છે. તેઓના ઉત્સાહથી ખાદી સિવાય બીજું કાંઇ પણ પરદેશી વસ્ત્ર અમારા વ્યવહારમાં નથી. પ્રથમ તો ખાદી જરા મોંઘી પડી હતી પરંતુ હવે ખાદી વારના ચાર આના પ્રમાણે વણાટ શાળામાંથી મળી શકે છે. અમારા લગ્ન, વારતહેવાર બીજા કોઇ પણ પ્રસંગમાં પણ પરદેશી કાપડ વાપરવાનો સખ્ત પ્રતિબંધ છે. વળી એલ્યુમીનીયમ, વિલાયતી રમકડાં, ધાતુઓનાં વાસણ પણ અમારા ગામમાં શોધે પણ મળી શકે નહિ એ સ્થિતિ પ્રાપ્ત કરી છે. ત્રાંબા પીતળનાં વાસણો અથવા તો માટીનાં વાસણો એજ આપણા ગૃહદ્વારનો શણગાર છે. ટુંકામાં એટલું જ કે પરદેશી કોઇ પણ વસ્તુને અમે સ્પર્શી શકતા નથી. અમારી ઉન્નતિ તો અમારા સ્વાશ્રયપણામાં જ છે. અને અમારો મહાન પાઠ "સ્વાશ્રય" નો છે.

## ચોથી ધર્મ-મંદિર સંસ્થા.

સમાજ જીવનને ઉન્નત બનાવનારૂં તત્વ મંદિર છે. અને તે સાથે અધમ સ્થિતિ પણ લાવનારૂં તત્વ તે જ છે. જ્યારથી આપણા દેશમાં મંદિરોનો આદર્શ ભુસાઇ તે

સ્થળે એ માત્ર શણગાર અને આરતિઓ ઉતારવી, માલ-મલીદા ઉડાવવા, મંદિરોના ગુપ્ત સ્થાનોમાં કુકર્મ કરવાં વિગેરે મંદિરોના આચાર્ય–પૂજારીઓ એ અનીતિ પ્રચારી ત્યારથી જ મંદિરોએ નર્કનું રૂપ ધારણ કર્યું છે અને એ નર્કની મજા માણવા નારકી જીવો ધર્મ–ધર્મનો ખોટો પોકાર કરી વધારેને વધારે નર્કમાં ગબડતા ગયા. મંદિર એ માત્ર મૂર્તિપૂજા માટે નથી. પરંતુ ધર્મપ્રચારક સંસ્થા છે. સ્વામીજીની '**મૂર્તિપૂજા અને મંદિર**' એ નામની પત્રિકા સમાજમાં વહેંચવામાં આવી છે. તે જોઇ લેવી અમારા ગામમાં એક રામજી મંદિર છે. તે મંદિરમાં હર-હંમેશ સાંજે રામાયણની કથા વંચાયા કરે છે. સદ્‌ભાગ્યે એક ત્યાગી સાધુ મળી આવ્યા છે તે રામાયણની કથાઓ વાંચી બાળક. વૃદ્ધ, યુવાન, સ્ત્રીઓ વિગેરેને ગૃહસ્થ જીવન-નો બોધ આપી રહ્યા છે. અને રામાયણ પ્રમાણે જીવન ગાળતા અમને બનાવી દીધા છે. ગામનાં દરેક સ્ત્રી પુરૂષ માટે રાતના આઠ વાગે એક કલાક કથાનો સમય રાખવામાં આવ્યો છે. એટલે ચોવીસે કલાક ધર્મનું વાતાવરણ સમાજ-માં પ્રચરતું રહે છે. મંદિર તરફથી આવતા ઉત્સવો વિધિ-યુક્ત અને આદર્શ સાથે યોજાયલા છે. મંદિર સંસ્થાના મંત્રી–ખેમા ભગત તથા મોઘાભાઇ છે.

## હવે ધર્મ જ્ઞાન પ્રચાર ફંડમાંથી ચાલતી સંસ્થાઓને વિચારીએ.

પ્રથમ: **ધર્મ શિક્ષણ મંદિર:**–

જ્ઞાન વિના મુક્તિ નથી. અને એ જ્ઞાન એવું હોવું

જોઇએ કે જેનાથી જીવન આદર્શ અને સ્વતંત્ર બને: અમારા શિક્ષણનો પાઠ:

વિદ્યા એનું નામ કે, જે સ્વતંત્રતાને આપતી;
જીવનના નિગમ પંથે, બંધનોને કાપતી.

કેવા પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરવી એ બાળકના સંસ્કારો પર હોય છે. દરેક બાળકોને અમુક જ પુસ્તકો પઢાવી ન શકાય; એ તો બાળકની રૂચી પ્રમાણે જ ખોરાક દેવાય તો જ બાળક પણ કંઇ તંદુરસ્ત બને: એટલે કઇ વિદ્યા ભણવી એ બાળકના મગજ ઉપર છે. શિક્ષણ મંદિરમાં ગુજરાતી, અંગ્રેજી, હિન્દી અને સંસ્કૃત ભાષાઓ ચલાવવામાં આવે છે. એક વર્ગમાંથી બીજા વર્ગમાં લેવા આધુનિક જેમ યુનિવર્સિટી માધ્યમિક તેમ પ્રાથમિક પરિક્ષાઓ રૂપી તીક્ષ્ણ હથીયાર વડે બાળકોની શક્તિ હણી નંખાય છે તેમ અમારા શિક્ષણ મંદિરમાં આત્માને ઉન્નતિ પર લઈ જવા આદર્શો ઘડાય છે. અને અમારી સાચી સ્વતંત્રતાનો પોકાર બસ એ જ છે કે—માધવબાગ ગામના દરેક કુટુંબે પોતાના બાળકોને "ધર્મશિક્ષણ મંદિર"માં વીસ વર્ષના થતા સુધી સોંપી દીધા છે. અને આ સાથે ધર્મશિક્ષણ મંદિરના નિયમોનું પુસ્તક પ્રકટ કર્યું છે. એટલે સર્વ હકિકત તેમાંથી જોઇ લેવી. ધર્મશિક્ષણ મંદિરને અંગે એક વ્યાયામ શાળા છે. બાળકોને મલ્લકુસ્તી વિગેરે કવાયતથી શરીરબળ કેળવવામાં આવે છે અને તે યુવકોનું એક ધર્મ સેવક મંડળ સ્થાપ્યું છે.

## ધર્મ સેવક મંડળઃ-

ગામના રસ્તાઓ સાફ રાખવા, ગામની રખેવાળી કરવી, દુઃખી દર્દીઓની સારવાર કરવી અને બીજી કોઇ પણ સેવા માટે તત્પર રહેવું. સેવક મંડળ તરફથી દરેક આવતા ઉત્સવો ધર્મયુક્ત ઉજવવામાં આવે છે. અને **મેળાઓમાં ધર્મજ્ઞાન પ્રચાર** પત્રિકાઓ વહેંચી ઉપદેશો તથા સેવા દ્વારા ધર્મ જાગૃતિ લાવવાની સારી સેવા બજાવી રહ્યું છે. કિર્તન નાટય સંવાદો દ્વારા આજુબાજુના ગામડાઓમાં દુર્વ્યસનો, સામાજીક રૂઢિ બંધનોને તોડવા સેવક મંડળના યુવકો દર અઠવાડીયે જુદા જુદા ગામે જઇ યથાયોગ્ય ધર્મ પ્રચાર કરે છે. વીર પુરૂષો, ભક્ત અને સંત પુરૂષોના ઇતિહાસો પ્રજા સન્મુખ મૂકી નિર્બળ પ્રજાને સબળતાના કવચથી સજાવાય તેવા દરેક પ્રયત્નો યુવકો દ્વારા યોજાય છે.

## ધર્મજ્ઞાન પ્રચાર પત્રિકાઃ-

વેદાન્ત, તત્વજ્ઞાન ને પ્રજાકીય જીવનમાં પરોવી સાચા જીવનને સ્વતંત્ર અને આદર્શ બનાવવા ધર્મની વ્યાખ્યા નાની નાની પત્રિકાઓ દ્વારા અંધશ્રદ્ધાળુ સમાજના અંતઃકરણે અથડાવી જાગૃત બનાવવા ધર્મજ્ઞાન પ્રચાર પત્રિકાની યોજના છે.

ગીતા જ્ઞાનને ઘેરેઘેર ગજાવવા પત્રિકાઓ દ્વારા મેળા-ઓમાં, ઉત્સવોમાં વિગેરે સર્વ સ્થળોએ ગીતાનાં ભાષ્યો પ્રજા સેવામાં મૂકવા પ્રયત્ન ચાલુ છે.

ધર્મ ઉપર શુદ્ધ અજવાળું નાખતી કેટલીક પત્રિકાઓ સમાજમાં વહેંચાઈ અને વહેંચાયે જાય છે. ઈશ્વરેચ્છાથી ધર્મજ્ઞાન પ્રચાર ફંડને મદદ પણ સારી મળી છે.

આ અમારા માધવબાગ ગામની વ્યવસ્થિત સ્થિતિનું ભાન હું થોડા શબ્દોમાં બતાવી ગયો. રીપોર્ટો બહાર પડેલા છે. તે વાંચી લેવાથી ગ્રામ્ય જીવનની આદર્શતા વિષે ભાન થશે.

સ્વામીજીનું વ્યાખ્યાન "ગ્રામ્ય જીવનની સુંદરતા" છપાવવામાં આવ્યું છે. તે વાંચી મનન કરજો. સભાનો ટાઇમ પૂરો થવા આવેલો હોવાથી બાળ યુવક મંડળનું ગીતા જ્ઞાનનું ભજન ગવાઇ સભા બરખાસ્ત થશે !

બાળ યુવક મંડળ—

### ગીતા-જીવન

જ્યારે ગીતા જ્ઞાન રેલાશે,
ત્યારે ગૃહસ્થ જીવન દિપાશે.

મરતો બળતો ઝળતો, કદી ના હથીયારે છેદાતો;
નિત્ય અજન્મા શાશ્વત આત્મા, નથી કો'થી હણાતો;
ઉપનિષદ્ ગાન ગવાશે:—ત્યારે

જીર્ણ વસ્ત્ર જ્યમ દૂર કરીને, નવીન અંગને ધારે;
ત્યમ આત્મા જીર્ણ દેહ તજીને, નૂતન દેહને આદે;
એવું જન્મ મરણ સમજાશે:—ત્યારે

યજ્ઞ વિનાનાં સર્વ કર્મ તો, બંધન મુક્ત જ થાયે;
બ્રહ્મ સમર્પણ કર્મ કરે જે, પદ્મ પત્ર સમ ના લેપાયે;
સાચી જીવન દશા સમજાશે:—ત્યારે

કામ ક્રોધ મદ મોહને ભેદી, અંતર મેલ ધોવાશે;
શમ દમ ઉપશમ તિતિક્ષાએ, તત્વ જીવન જીવાશે;
દિવ્ય અંતર ચક્ષુ ખોલાશે:—ત્યારે

જ્ઞાન દાન તપ શાન્તિ શ્રદ્ધા, જીવન માંહી ઝીલાશે;
ગીતા જીવન જીવવાના મંત્રો, ઘરે ઘર ગવાશે;
ત્યારે પરમાનન્દ પ્રગટાશે:—ત્યારે

બાદ પત્રિકાઓ વહેંચવામાં આવે છે. કૃષ્ણચન્દ્રના જયના પોકારો સાથે ગ્રામ્ય પ્રજા મંડળનું સંમેલન સમાપ્ત થાય છે. ૐ! ૐ!! ૐ!!!

'તમારા અભિપ્રાયો ને હૃદયો વળી
સમાન હોજો મન જેથી સંઘશક્તિ થશે.'

ઋગ્વેદ






